# લગ્ન ગીતાવળી

સંયોજક

સરલા મગનલાલ દીવાનજી

૧૯૨૫

કિંમત { કાચું પૂઠું રૂા. ૦-૧૨-૦
પાકું પૂઠું રૂા. ૧-૦-૦

# લગ્ન ગીતાવળી


સંયોજક

સરલા મગનલાલ દીવાનજી



૧૯૨૫

કિંમત { કાચું પુઠું રૂા. ૦-૧૨-૦
પાકું પુઠુ રૂા. ૧-૦-૦

પ્રથમાવૃત્તિ ] [ ૧૦૦૦



પ્રકાશક—સરલા મગનલાલ દીવાનજી
ઠા સેતાન ફળીઆ, ગોપીપુરા,—સુરત.

છાપનાર—ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક
શ્રી "અનાવિલ બન્ધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ,
ભાજીવાળી પોળ—સુરત



# પ્રસ્તાવના.

આ "લગ્નના ગીતો"ના લઘુ પુસ્તકને પ્રસ્તાવના શી હોય? પરંતુ લગ્ન પ્રસંગે નાના મોટા ગણેશ બેસવા જોઈએ તેથી પ્રસંગાનુસાર લાખી ટુંકી જેવી તેવી એક પ્રસ્તાવના આ પુસ્તક રચવાના પ્રયત્નના મંગળાચરણ રૂપે પ્રદર્શિત કરૂં છું.

પરમકૃપાળુ પરમેશ્વરે મનુષ્યના જીવનમાં સ્ત્રી પુરૂષનું દ્વંદ્વ રચીને લગ્ન જેવો માંગલિક પ્રસંગ ખરૂં જોતા એકજ અપૂર્વ આનંદ લેવાનો અવસર આપેલો છે. એ અવસરને અતિ આહલાદિક બનાવી અલૌકિક આનંદ મેળવવામાં સહાય કરનાર, 'જ્યાં નહિ પહોચે રવિ ત્યાં પહોચે કવિ" એવા અનુભવી કવિઓએ સ્ત્રી વર્ગની ઉન્નતિ અને સાહિત્ય કળા કેળવણી માટે તથા "સાહિત્ય સંગીત કલા વિહીન સ્ત્રીઓને પશુ કોટીમાંથી આમેહુબ મનુષ્ય કોટીમાં આણી તેમને યોગ્ય સ્થળે શોભાવવા માટે, અને ઈશ્વર પ્રેરિત નાજુક કોયલકંઠીઓના સુસ્વરને અલંકૃત કરવાના શુભ હેતુથી, કેટલાક સુંદર ગીતોની બક્ષિસ પ્રેમપૂર્વકથી આપેલી છે, છતાં એવા અમૂલ્ય આભૂષણો છૂટાં છવાયાં રઝળતા વીણી ચુંટી તેમને એકત્રિત કરી તેવા સુમન (સારા મનવાળા) કવિઓના વિખરાઈ કરમાઈ જતા સુમન (પુષ્પો) ને સુમનગૌરી, કુસુમગૌરી, પુષ્પાબેન વગેરે નામધારી અમારી ગુણવંતી ગુજરાતની સુશિક્ષિત બેનોને સરળતા આપવા માટે તથા આપણી, સર્વ કલાવતીઓ અને લીલાવતીઓને શુભ અવસરે આનંદનો લહાવો લેવા આપવા બની આવે એવી ઉમેદથી પુસ્તક રૂપે પ્રકાશમાં મુકવા મને આ પ્રસંગ મળ્યો તેથી હું પોતાને કૃતાર્થ સમજું છું.

મર્યાદા એ સ્ત્રીઓનું ભૂષણ છે અને સ્ત્રીઓની સંગીત કેળવણી કુમારિકા અવસ્થામાં શાળામાં પુરી થતાં સ્ત્રી રૂપે બ્રાહ્મણ સ્ત્રીઓદ્વારા અથવા સ્વજ્ઞાતિની સુશિક્ષિત સ્ત્રીઓ મારફત લગ્નમંડપમાં પ્રથમજ મળે છે અને આધુનિક સ્ત્રીઓને મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતીની માફક સભાઓ જીતવાનો

અવસર આવવાનો હાલ સભવ નથી તેમને તો પહેલે નબરે ઉત્તીર્ણ થવાનો માગલિક અવસર લગ્ન પ્રસગની સ્ત્રીઓની સભા સીવાય ભાગ્યેજ અન્ય પ્રસગે પ્રાપ્ત થાય છે આ પુસ્તકમા મર્યાદા જળવાય એવા સરલ ગીતો ઉપરાત સહૃદય હાસ્યજનક ગીતોનો પણ સમાવેશ કરેલો છે પરતુ મર્યાદા ભગ કરનારા ફટાણા શૃગાર કે બિભત્સને સ્થાન ન મળે તે પર લક્ષ રાખ્યુ છે અને તેથી "સ્ત્રીઓને ટાઢુ ખાવુ ને ખોટુ ગાવુ" બહુ ગમે છે, એવા આક્ષેપમાથી તેઓને કેટલેક અશે મુક્ત કરી શકી છુ.

લખેલા કાગળો લઈ તેમાથી વાચી સ્ત્રીઓ ગવડાવે અને અન્ય સ્ત્રીઓ ઝીલતા અચકાય એવી, કફોડી સ્થીતિ આવા પુસ્તકથી દૂર થશે, અને ગુજરાતની સ્ત્રીઓને આવા પુસ્તક વાચેથી શીખેથી અને મુખપાઠ કરેથી અત્યત લાભ થશે, એમ જાણી આ પ્રયત્ન આદર્યો છે તો આશા છે કે એનો જેમ વધુ પ્રસાર થશે તેમ આ પરિશ્રમ વધુ પસાર થયો માનીશ એટલુજ નહી પણ રા ખાનસાહેબ વગેરે વિદ્વાનો જેમ મેટ્રીક્યુલેશન માટે અથવા યુનીવરસીટી માટે સાહિત્ય સગીત કલાના ગ્રથો ગુથે છે, તેમ આ ગીતોનો "ગુણીઅલ ગજરો" ગુથીને મારી સ્વદેશી બહેનોને સગીતની પરિક્ષામા ઉત્તીર્ણ થવાના અભ્યાસાર્થે અર્પણ કરી તેમની સેવા બજાવવાના પ્રયત્નમા હુ કઈક અશે સફળ થઈ છુ એમસમજી મનમા ને મનમા પુરેલા મોતીના ચોકમા મગ્ન રહીશ

આ સ્વદેશી સત્યાગ્રહ, અને રાષ્ટ્રીય સમયમા સગીતનો અમુક દિશામા વિસ્તાર થયો છે. અને તે સ્ત્રીઓની કેળવણીનો એક ઉત્તમ ભાગ ગણાવા લાગ્યો છે તેની સાથે સાથે લગ્ન પ્રસગના નીતિ બોધક ગીતો જે લાબા સમયથી પ્રથમ પદવીનો હક ધરાવતા આવ્યા છે, તેની વિસ્મૃતિ થાય નહીં એવા હેતુથી પણ આ પ્રયત્ન સર્વમાન્ય ગણાશે એવી ઉમેદ છે અને આ પુસ્તકના ગીત ૧૦૯ મા "હા હારે કે સોટીઓ સાત મારી" તથા ગીત ૧૧૯ મા "હુ તમારા ઘરની ગુલામ હવે ન જાઉ રૂસણે મારા રાજ" વગેરે

હોસે હોસે ગાવાની જીયાવરની દમન નીતિના સ્વીકાર સાથે ગીત ૧૨૪મા એવી દમનનીતિથી વહાલાનુ નાક રહેશે નહીં અને બાયલો જણાશે એવી ભાવના જણાવી "નાનો સરખો રેટીઓને તેને લાંબુ ત્રાક, બાયલો હોય તે બાબડી મારે. તેનુ વાઢો નાક, વહાલા બ્રિજનારે, મારી ચુદડીના ચોર" એવો સત્યાગ્રહ દર્શાવી, સ્ત્રીઓએ સ્વરાજ્ય સ્થાપિત કર્યુ છે આવા આવા સ્ત્રીઓના અનેક સરલ પ્રસગોથી મળતુ મધુર કર્ણામૃત મેળવી કઇ સહૃદય વ્યક્તિ અસતુષ્ટ રહેશે ?

ટુકમા, હુ કઈ વિદુષી નથી અને વિદેશીતો નથીજ પણ સ્વદેશી બહેનોને વિદોષી અને વિદશી જોવા અતિ ઉત્સુક છુ તેથી "લગ્નમા અનેક વિધ્ન" એ કહેવતને નિષ્ફળ કરવા એવે શુભ પ્રસગે હરેક પ્રકારે કુસપ કલેશ લેશ પણ થાય નહીં એવી રીતે આ સરલ ગીતોનો નિર્દોષ આનદ લેશે, અને એ લ્હાવો લેવા લેવડાવવાનો મને આ અપૂર્વ અવસર મળ્યો તેથી સરલ ભાવે સર્વ સુખાનદ રૂપ શ્રી પરમ પુરૂષોત્તમ પ્રભુજીને પુન પુન પ્રણામ કરી વિરમુ છુ

| | |
|---|---|
| સુરત સેતાન ફળીયું<br>તા ૧-૧-૨૫ | લી૦<br>સરલ સ્નેહાધીન<br>સરલા |



# અનુક્રમણીકા


| ગીત | | પાનું. |
|---|---|---|
| ૧ | કંકુના છાંટા | ૧ |
| ૨ | આજ મારે ઘેર રામ રમે | ૨ |
| ૩ | આજ મે તો ઘડીલા પર્વત . | ૨ |
| ૪ | નાણાવટીરે | ૩ |
| ૫ | પીળો પીળો અળધીનો રંગ | ૪ |
| ૬ | સુરજ ઉગ્યોરે . | ૪ |
| ૭ | રામ પ્રભાતને પહોરે | ૫ |
| ૮ | વાહાણેલા વાયા | ૬ |
| ૯ | ઊંચો ચોરોરે ચોતરો .. | ૮ |
| ૧૦ | પીપલડી તે પાકી | ૯ |
| ૧૧ | અમદાવાદી ઓરસીઓ | ૧૦ |
| ૧૨ | ઊઠો ગોરારે ઊઠો સામળા | ૧૧ |
| ૧૩ | દીને સુપ્રભાતેરે ઊઠીનેરે | ૧૧ |
| ૧૪ | વહાણુ વાતા કુકડો રાણો | ૧૨ |
| ૧૫ | સુખે પોઢોરે કનકસીંહ .. | ૧૩ |
| ૧૬ | શ્રી કૃષ્ણની દારૂણી . | ૧૩ |

૧૭ એને વાને તે કોણ કોણ આવશે ૧૪
૧૮ પુરી દોરે પુરી દોરે . ... ૧૪
૧૯ ઓછવ ઘેર આપણે . ૧૫
૨૦ સામે ટોળે પેસતી . ૧૫
૨૧ રણઝણ કરતોરે ભમરો ૧૬
૨૨ ફટક પાન કેરો ચોતરો ૧૬
૨૩ ડગ ભરો ડગ ભરો ૧૭
૨૪ એક ઇંટ પડે ને મહેલ નીપજે ૧૭
૨૫ લવેંગી બાજટડો ૧૮
૨૬ નારેઘના ચાર ઓવારા ૧૯
૨૭ એક અતલસી કોયલ ૨૧
૨૮ સોના રૂપાની પાલખી .. ૨૨
૨૯ ખડ ખાઓ . . .. ૨૩
૩૦ મેહલો વારીઓ . ૨૪
૩૧ વેવારે આવ્યા ઢુકડા . . ૨૪
૩૨ બનડો . .. ૨૬
૩૩ પચ કાગળ . ૨૬
૩૪ ઊચી ગીપળી . ૨૭
૩૫ ઘોડી . . ૨૯
૩૬ પગરણ માડીઆરે , .. ૨૯
૩૭ હુ તમને પુછુ ... .. ૩૦

| | | |
|---|---|---|
| ૩૮ | સાટીનારે ચોખા .... .... | ૩૧ |
| ૩૯ | લાડકડી ચઢી કમાડ ... | ૩૨ |
| ૪૦ | રૂમાલ રચ્યો કેસરી . ... | ૩૩ |
| ૪૧ | આમલડી .. .. .... | ૩૩ |
| ૪૨ | આણુતીરે ગગારે ... | ૩૪ |
| ૪૩ | નાથજીએરે જંગ માંડીઆ .. | ૩૫ |
| ૪૪ | માલણુ ગુથીલાવ . | ૩૬ |
| ૪૫ | નમણા તળાવડી . ... | ૩૭ |
| ૪૬ | સુખેડ વૃક્ષ ... | ૩૭ |
| ૪૭ | લાડકડા સોનૈયાની મુઠ | ૩૮ |
| ૪૮ | કુવર પાવડે પગ દઈ ચઢીઆ .... | ૩૯ |
| ૪૯ | પાવડે પગ દઈ ચડો ... | ૩૯ |
| ૫૦ | સુકન જોઇને સચરજોરે .. | ૩૯ |
| ૫૧ | લીલી ઘોડી . | ૪૦ |
| ૫૨ | લીલી ઘોડી . .. | ૪૧ |
| ૫૩ | શેરી શેરી ઘુઘરડા વાગે છે . | ૪૧ |
| ૫૪ | છાટણીઆ . . ... .... | ૪૨ |
| ૫૫ | વેવણુ ઉતરની હેઠીરે . | ૪૩ |
| ૫૬ | સામેલે ન હરગોરે સાસુ .. . | ૪૩ |
| ૫૭ | ફૂલાણા ભાઇની ઠીગણી નારરે .. | ૪૪ |
| ૫૮ | કેસરીઆ જાન આવ્યા .. ... | ૪૪ |

| | | |
|---|---|---|
| ૫૯ | એક કેવડો જગ જેવડો | ૪૫ |
| ૬૦ | એક લીલી તે લીલી લીલડી | ૪૫ |
| ૬૧ | એક લીલી તે લીલી લીલડી | ૪૬ |
| ૬૨ | જીયાવર અરણુ મરણુ કરી | ૪૬ |
| ૬૩ | છોરીને ગળ્યોરે કસાર ૪૬ | ૪૬ |
| ૬૪ | ઉચે ટીંબે કારેલા વેડાયા | ૪૭ |
| ૬૫ | મગળ ફેરાનુ ગીત | ૪૭ |
| ૬૬ | માયરા આગળ ગાવાનુ ગીત | ૪૮ |
| ૬૭ | નવરંગ વીજણોરે | ૪૯ |
| ૬૮ | અમે દરાખ ચારોળી મેવારે | ૫૦ |
| ૬૯ | ઝારા ઉપર ઝારી | ૫૦ |
| ૭૦ | સાડી ઓરાડતી વખતનુ | ૫૦ |
| ૭૧ | કોરી મોરી ગાગરડી . | ૫૧ |
| ૭૨ | ચાદોરે પટ દઇ ઉગીયો | ૫૧ |
| ૭૩ | કન્યા વળાવની વખતનુ | ૫૨ |
| ૭૪ | અણવરીયુ લજવાયુ | ૫૨ |
| ૭૫ | લાડી ચાલ હવે વેહેલી | ૫૩ |
| ૭૬ | ખારી કુઈના પ ટીયા | ૫૩ |
| ૭૭ | છૈયારે છોકરારે | ૫૩ |
| ૭૮ | કડકડી આળડી વીંટીરે . | ૫૩ |
| ૭૯ | કન્યા વળાવીને આવે ત્યારે ગાવાનુ . | ૫૪ |

૮૦ વહાગીરીને દહાડે ગાવાના ગીત ૫૫
૮૧ નર નાગર વેલ.. .. ૫૫
૮૨ અમારૂ રે જીરૂ . . ૫૬
૮૩ અમે કાસીના લોકો . ૫૭
૮૪ અમદાવાદી છાયલા ૫૮
૮૫ ભલા ગાજે છે ૫૮
૮૬ દાળડે કંકુડા ૫૯
૮૭ જેવો ચન્દ્રમાનો ઉલાળો. ૫૯
૮૮ સોહે રથ નાગર . ૫૯
૮૯ સોનેકી સીસી ૫૯
૯૦ વહુ વર ઘેર પોકતી વખત ૬૦
૯૧ વહુ વર ઘેર લઇ જતી વખત ૬૦
૯૨ માતા લેવા જાય ત્યારે પુજાનુ ગીત . ૬૧
૯૩ માતા લાવતી વખત ૬૨
૯૪ પુછલડુ કયા વળગ્યુ ૬૨
૯૫ મીઢળ છોડતી વખતનુ ગીત ૬૨
૯૬ આવા ઉનાળાના દહાડા ૬૩
૯૭ મારે આગણે કુઇ ૬૩
૯૮ માટલીએ મગ દાળ . ૬૩
૯૯ મારી આગળી ઘાટી ૬૪
૧૦૦ પાન પુલે ભરી છાબ . . .. ૬૪

| | | |
|---|---|---|
| ૧૦૧ | આરતી રન્નાદેવની ... . | ૬૫ |
| ૧૦૨ | આરતી . . . | ૬૮ |
| ૧૦૩ | આરતી . . . . .... | ૬૮ |
| ૧૦૪ | તાબા તે કેરા તરભાણા ... ... | ૬૯ |
| ૧૦૫ | સુપડે રચ્યારે કમાડ | ૬૯ |
| ૧૦૬ | લાવો લાવોરે સુપડા ... .. | ૭૦ |
| ૧૦૭ | બગલુ એ આવે એ જાય | ૭૧ |
| ૧૦૮ | માળીઆની માછલી | ૭૧ |
| ૧૦૯ | હાહારે ચોરી છોબધની . | ૭૨ |
| ૧૧૦ | ખત્રેણુ લાલ હિંદવાણી | ૭૩ |
| ૧૧૧ | ભાગ વાવોરે | ૭૩ |
| ૧૧૨ | કયા ભાઇની ગોરી ગોરારે | ૭૪ |
| ૧૧૩ | માના વદા કરતી વખતનુ ગીત | ૭૪ |
| ૧૧૪ | રાદેલ રહો | ૭૫ |
| ૧૧૫ | માતા વળાવીને આવતી વખતનુ | ૭૫ |
| ૧૧૬ | નવાનગરથી ચાદરો આવ્યો . . | ૭૫ |
| ૧૧૭ | વીરા રણુ જણુ | ૭૬ |
| ૧૧૮ | રાજ દેવડી ઊપર નોબત . | ૭૭ |
| ૧૧૯ | રાજ દેવડી ઉપરના વાડાઆ | ૭૭ |
| ૧૨૦ | નાનીશી વાણીઆની હાટડીજીરે | ૭૮ |
| ૧૨૧ | એરે રમત્રા કેમ આવે... ... | ૭૮ |

૧૨૨ એના સોડીઆમા સાપ . ૭૯
૧૨૩ મેદ્દી પોતુ મેદ્દી પોતુ જાય ૭૯
૧૨૪ ડોસીની સુવાવડ આવી ૮૦
૧૨૫ હસ્તીના પુર થકી પત્ર . ૮૧
૧૧૬ હસ્તીનાપુરથી પત્ર . . ૮૨
૧૨૭ મોહનજીએ મોકલ્યુ. મોસાળુ ૮૩
૧૨૮ ચચળ ઘોડીરે . ૮૪
૧૨૯ ઉચા નીચા મેહેલ ૮૪
૧૩૦ બના લકા ગઢ . ૮૬
૧૩૧ તમે એકવાર લકા જાઓ ૮૬
૧૩૨ હારે બનાજી . . ૮૭
૧૩૩ મુલતાનથી ઘોડીરે આવી .. ૮૭
૧૩૪ કાશી દેશની ઘોડી . ૮૮
૧૩૫ ગાડીમા બેસી આવજોરે ૮૯
૧૫૬ કઇ બેન તે વરના વખાણુ કરે ૮૯
૧૩૭ બનડાજી . ૯૦
૧૩૮ પેહેલે ઝુમખડે ૯૦
૧૩૯ ટુક ટોડાની માલણ ... ૯૧
૧૪૦ રાજનગર ગામરે ... ૯૨
૧૪૧ લવેગી ઘોડી. . ૯૩
૧૪૨ પહેલો વધાવો ... .... ૯૪

૧૪૩ સાતસો સાઢણી ... ૯૪
૧૪૪ કોઇએ શ્રી કૃષ્ણ . ૯૫
૧૪૫ નાગર પીડી . . ૯૫
૧૪૬ કંકોતરી ૯૭
૧૪૭ મોટાના બેનણા ... ૯૯
૧૪૮ કાચી ઈંટે બંગલા ચણાવો ૧૦૦
૧૪૯ જીયાવર ગોકુળ જાજો ૧૦૦
૧૫૦ આજ કુંવર ઘેર સોહેળો ૧૦૧
૧૫૧ હમારે ઘેર હસ્તી ઝુલે ૧૦૧
૧૫૨ લંકા ગઢ પર વસે છે સોનીડારે ૧૦૨
૧૫૩ લંકા ગઢ વહાણ પુગવ બનડા ૧૦૩
૭૫૪ વધાવો . ૧૦૪
૧૫૫ નગર ભલા . . ૧૦૪
૧૫૬ આવા રૂડા ... ૧૦૫
૧૫૭ બનડો ૧૦૫
૧૫૮ રૂડી સરોવરની પાળ ૧૦૬
૧૫૯ ઘોડી .. .... . ૧૦૭
૧૬૦ પનોતી પાનેતર ... . ૧૦૭
૧૬૧ ઘોડી . ૧૦૮
૧૬૨ ચાપલીઓ રોપાવ્યોરે .. . ૧૦૯
૧૬૩ કુંવર સોડ વાળી સુએ . . ૧૧૦

૧૬૪ શ્રી કૃષ્ણની ઘોડલી . ૧૧૦
૧૬૫ તુલસી વિવાહ ૧૧૩
૧૬૬ રૂકમણી વિવાહ ૧૧૪
૧૬૭ રૂકનણી હાર ૧૧૭
૧૬૮ રૂકમણી હરણુ ૧૨૦
૧૬૯ રાધા વિવાહ ૧૨૪
૧૭૦ ઇશ્વર વિવાહ ૧૨૭
૧૭૧ મોલેશ્વર વિવાહ ૧૩૫
૧૭૨ શિવ વિવાહ ૧૪૦
૧૭૩ કુવરી ગીત ૧૪૧
૧૭૪ તાપી વિવાહ ૧૪૪
૧૭૫ માહાદેવની જાન ૧૪૬
૧૭૬ સત્યભામા વિવાહ ૧૪૮
૧૭૭ જાબુવતી વિવાહ ૧૫૧
૧૭૮ રાધા વિવાહ ૧૫૪
૧૭૯ તોરણે ધવલડો હસ ૧૫૬
૧૮૦ વર વહુના હાથ મળે ત્યારે ગાવાનું ૧૫૭
૧૮૧ છૈયા તે છબીલી છેતરી . ૧૫૮
૧૮૨ કાચી તે ઇંટે ચુલા ચણ્યા ૧૫૮
૧૮૩ માડવા મુહુર્ત વખત ગાવાનુ ૧૫૯
૧૮૪ વહુ વર ઘેર આવે ત્યારે ગાવાનુ ૧૬૦

શ્રી

શ્રીગણેશાયનમઃ



# લગ્ન પ્રસંગે ગાવાનાં ગીત.

### ચોડી પછેડા વખતે ગાવાનુ ગીત

કંકુના છડારે દેવાડીએ, મોતીના ચોક પુરાવો, કુવર પરણાવીએ.
કંકુની ગાર ઘલાવીએ, સીંદુરની ઓકળી પડાવો, કુવર૦
પાછલી ભીંત ધોળાવીએ, સીંદુરના ગણપતી લખાવો, કુવર
ઘીના દીવા અજવાળીએ, નાળીએરે અરઘ દેવાડો, કુવર૦
સેવના પાટ મંડાવીએ, લીલડે નેત્ર ઓછાડો, કુવર૦
આપણા ગોર તેડાવીએ, તેની પાસે પ્રતિષ્ટા કરાવો, કુવર૦
આપણી મૈયારી તેડાવીએ, તેની પાસે માએ મંડાવો, કુંવર૦
વિશ્વનાથ, ત્રંબકનાથ ગદાધર, ગણપતી સાથે છે ચાર, કુવર૦
જીયાવર તમારીરે પાઘડી, બાંધી છે રક્ષા બે ચાર, કુવર૦
ધર્મરક્ષા, કર્મરક્ષા પુત્રરક્ષા, આયુષ્ય લખ્યારે લેલાટ, કુવર૦
સુમનવહુ લીલાવહુ કળાવતીવહુ સરલાવહુ સાથે છે ચાર, કુ૦
ચાર ચુડાળીરે પાચમી, જીયાવર ઘરકેરી નાર, કુવર પરણાવીએ
(છોકરીના લગ્ન હોય તો "લાડવાઈ તમારી ઘાટડી")

( ૨ )

આજ મારે ઘેર રામ રમેરે, રામ રમે ત્યા તો સૌને ગમેરે
સૌને ગમે ત્યા દીવડા બળેરે, દીવડા બળે ત્યા રત્ન ખરેરે.
રત્ન ખરે ત્યા અમીર ઢળેરે, અમીર ઢળે ત્યા સૌને ગમેરે
અણુચીંત્યો આવ્યોરે મારે ઘેર સોહેળોરે
ગાજતો વાજતો આવ્યો મારે ઘેર સોહેળોરે
એણેને સોડેલડોરે માડીઓ જીયાવર કા જાય પનોતા
નવી વહુ આવેરે મારે ઘેર સાહેળોરે

---

( ૩ )

પીડી તથા કુગ્વડી વખતનુ ગીત

જીરે આજ મે તો ઘઉલા પર્વત નોતર્યા
ઘઉલા તમે છોરે સેવો વણુવા જોગ
મારે સાજન મેળાવા જો મળ્યા રે
જીરે આજ મે તો ચોળા પર્વત નોતર્યા
ચોળા તમે છો મારે વડીઓ મુકવા જોગ
મારે સાજન મેળાવા જો મળ્યારે
જીરે આજ મેં તો અડદ્દા પર્વત નોતર્યા
અડદ્દા તમે છો મારે પાપડ વણુવા જોગ
મારે સાજન મેળાવા જો મળ્યારે

---

( ૪ )

નાણાવટીરે લાડકડાના પુઆરે
નણાં ખરચીને લાવ્યા અળધીરે
અળધી પાવલાની પાસેરરે
અળધી અડધાની અછેરરે
અળધી પોણાની પોણોશેરરે
અળધી રૂપીઆની શેરરે
અળધી મોઘેરી વેચાયરે
અળધી કેળવી કીધી આછીરે
અળધી ચોળે લાડકડાની માસીરે
અડધી કેળવી કીધી રોઇરે
અળધી ચોળે લાડકડાની ફોઇરે
અળધી કેળવી કીધી આકીરે
અળધી ચોળે લાડકડાની કાકીરે
અળધી કેળવી કીધી આભીરે
અળધી ચોળે લાડકડાની મામીરે
અળધી કેળવી કીધી ઘાડીરે
અળધી ચોળે લાડકડાની માડીરે
અળધી કપુર કાચલડી ને ઘણીરે
અળધી ચોળે તે સઘળી વહુરે

અળધી મળધીનો કીધો રેળો.રે
લાડકાને અગે ચોળોરે

---

( ૫ )

પીળો પીળોરે અળધીનો રંગ, સોહેને પીળોરે મેં તો નીરખીઓ
મારા જીયા વરરે તમને પીઠી ચડેશ, આજ મારે ઘેર સોહેળોરે
રાતો રાતોરે કકુડાનો છોડ, સોહેને રાતોરે મે તો નીરખીઓ
મારા જીઆવરરે તમને ગાજરીઆ કાડેશ, આજ મારે ઘેર સાહેળોરે
લીલો લીલોરે નાગરવેલનો છોડ, સોહેને લીલોરે મે તો નીરખીઓ
મારા જીયાવરરે તમને પાન આપેમ આજ મારે ઘેર સાહેળો
ધોળો ધોળોરે મોગરડાનો રંગ સોહેને ધોળોરે મે તો નીરખીઓ
મારા જીયાવરરે તમને હાર ઘાલેસ, આ.જ મારે ઘેર સોહેળોરે
કાળો કાળોરે કાજળનો રંગ સોહેને કાળોરે મે તો નીરખીઓ
મારા જીયાવરરે તમારા નયણા ભરેશ આજ મારે ઘેર સો ળોરે

( ૬ )

## પ્રભાતીઆં

સુરજ ઉગ્યોરે કેવડીઆની પૂણુએ કે વહાણેલા ભલે વાયારે
સુતા જાગોરે વાસુદેવના નંદ કે વાહાણેલા ભલે વાયારે
તમ જાગેરે જાગે સહુ દેવ કે વાહાણેલા ભલે વાયારે
લેજો લેજોરે પીતળના લોટા કે વાહાણેલાં ભલે વાયારે
દાતણ કરજોરે તુળસીને કયારે કે વાહાણેલા ભલે વાયારે
મુખ ધોજોરે ગંગાજળ પાણી કે વાહાણેલા ભલે વાયારે

મુખ લુછજોરે પામરીઆને છેડે કે વાહાણેલા ભલે વાયારે
નામ લેજોરે શ્રી રામના નામ કે વાહાણેલા ભલે વાયારે
સુરજ ઉગ્યોરે કેવડીઆની પુણમે કે વાહાણેલા ભલે વાયારે
સુતા જાગોરે ફલાણીના કંથ કે વાહાણેલા ભલે વાયારે
તમ જાગેરે જાગે સહુ દેહ કે વાહાણેલા ભલે વાયારે
લેજો લેજોરે સડામના લોટા કે વાહાણેલા ભલે વાયારે
દાતણ કરજોરે ઉકરડાની ટોચે કે વાહાણેલા ભલે વાયારે
મુખ ધોજોરે ખાળકુંડીના પાણી કે વાહાણેલા ભલે વાયારે
મુખ લોજોરે મસોતાને છેડે કે વાહાણેલા ભલે વાયારે
નામ લેજોરે તમારા બાપના નામ કે વાહાણેલા ભલે વાયારે

---

( ૭ )

રામ પ્રભાતને પહોરે દેવકીજીએ દાતણ માગીઆ
માગ્યા માગ્યા તે વાર ચાર રૂકમણીએ શબ્દ ન સાંભળ્યો
રામ પાનના બીડલા તે હાથ સેડીએથી શ્રી કૃષ્ણ ઉતર્યા
મારા ગંગાજી સરખા માત તમારા મન તે કોણે દુભવ્યા
આપણા ઘરમાં રૂકમણી નાર તેણે મારો શબ્દ ન સાંભળ્યો
મારા મોટેરા બળભદ્ર વીર ગંગા કીનારે ઘર કરો
તેમાં રાખો રૂકમણી નાર, માડીના મનરે પ્રસન કરો
સ્વામી શો છે અમારો વાંક, શાને કારણે અમને દૂર કરો
ગોરી તું છે મારા હૈયાનો હાર, તુજને ઘડાવું સોનાના સાંકળા

રહેજો રહેજોરે માસ છ માસ, છઠે માસે આણુા મોકલો
રહેજો રહેજોરે માસ બે માસ માતાજીના મનરે પ્રસન કરો
રામ પ્રભાતને પહોર, ફલાણી વહુએ દાતણુ માગીઆ
માગ્યા માગ્યા તે વાર બે ચાર, ફલાણી વહુએ શબ્દ ન સાભળ્યા
રામ પાનના બીડલા તે હાથ મેડીએથી ફલાણા ભાઈ ઉતર્યા
મારા ગગા સરખા તે માત, તમારા મન તે કોણે દુભવ્યા
આપણા ઘરમા ફલાણી વહુ નાર, તેણે મારો શબ્દ ન સાભળ્યો
મારા નાનાશા ફલાણાલાલ વીર, તાપી કીનારે ઘર કરો
તેમા રાખો ફલાણી વહુ નાર, માડીના મનરે પ્રસન કરો
સ્વામી શો છે અમારો વાક શાને કારણે અમને દૂર કરો
ગોરી તું છે મારા હૈયાનો હાર, તુજને ઘડાવુ સોના સાકળા
રહેજો રહેજો માસ છ માસ, છઠે માસેરે આણા મોકલો
રહેજો રહેજોરે માસ બે ચાર, માતાજીના મનરે પ્રસન કરો

---

( ૮ )

વાહાણેલા વાયા સોરગી તારો ઉગીયો
જઇ જગાડો રૂકમણીના કથને
સુતા કેમ આવે ઓ શ્રી કૃષ્ણને નીંદડી
આજ આપણે વેવા સરખા કાજ છે
લકાગઢ મોકલાવો મેવાડાની સાઢણી
ત્યા થકી સોનારે મગાવીએ

લાડકડા જીયાવરની પોચીઓ ઘડાવીએ
વાહાણેલા વાયા સોરગી તારો ઉગીયો
જઇ જગાડો ફૂલાણી વહુના કંથને
સુતા કેમ આવે ઓ ફૂલાણા ભાઇને નીંદડી
આજ આપણે વેવા સરખા કાજ છે
હડમછગઢ મોકલાવો મેવાડાની સાઢણી
ત્યા થકી હીરારે મગાવીએ
લાડકડા જીયાવરની પોચીઓ જડાવીએ
વાહાણેલા વાયા સોરગી તારો ઉગીયો
જઇ જગાડો ફૂલાણી વહુના કથને
સુતા કેમ આવે ઓ ફૂલાણાભાઇને નીંદડી
આજ આપણે વેવા સરખા કાજ છે
સીંગડગઢ મોકલાવો મેવાડાની સાઢણી
ત્યા થકી મોતીડા મગાવીએ
લાડકડા જીયાવરની પોચીઓ પોવરાવીએ
વાહાણેલા વાયા સોરંગી તારો ઉગીયો
જઇ જગાડો ફૂલાણી વહુના કથને
સુતા કેમ આવે ઓ ફૂલાણાભાઇને નીંદડી
આજ આપણે વેવા સરખા કાજ છે
પાટણગઢ મોકલાવો મેવાડાની સાઢણી
ત્યા થકીરે રેશમ મગાવીએ

## લાડકડા જીગાવરની પોંચીઓ ગઢાવીએ

(છોકરીને ઘેર લાડવાઇ અહલના બેન કરીને ગાવુ)

(મુડણ પ્રસગે મુજીઆજી કરીને ગાવુ)

---

### ( ૯ )

ઉચો ચોરોરે ચોતરો ત્યા ઉગ્યો ચદનનો છોડ કે વૃદાવનનોરે પોપટો
ત્યા બેસી પોપટજીરે બોલીયા, જગાડયા ચારે દેવ કે વૃદા૦
પ્રથમેને નવનીતલાલ જાગીયા, બીજેને લાડીલાલજી દેવ કે વૃદા૦
તીજેરે બાળકૃષ્ણજી જાગીયા, ચોથલે ગણપતી દેવ કે વૃદા૦
ચારે તે જાગીને શુ કર્યા રાખ્યા માગ દ્રવ્યના રગ કે વૃદાવન૦
ઉચો ચોરોરે ચોતરો ત્યા ઉગ્યો ચદનનો છોડ કે કદળી વનનોરે પો૦
ત્યા બેસી પોપટજીરે બોલીયા જગાડયા ચારે વહુવારૂ કે કદળી૦
પ્રથમેને ફલાણી વહુ જાગીયા, બીજેને ફલાણી વહુવારૂ કે કદ૦
અગણેરે ફલાણી વહુરે જાગીયા, ચોથે ફલાણી વહુવારૂ કે કદળી૦
ચારે તે જાગીને શુ કર્યા, રાખ્યા નદ ઘના રગ કે કદળી૦
ઉચો ચોરોરે ચોતરે ત્યા ઉગ્યો ભાગનો છોડ કે કદળી વનનો કાગડો
ત્યા બેસી કાગડજી બોલીયા જગાડયા ચારે જમાઇ કે કદળી૦
પ્રથમેને ફલાણીલાલ જાગીયા, એ ફલાણી બેનના કથ કે કદળી૦
બીજે ફલાણીભાઇ જાગીયા, એ ફલાણીબેનના કથ કે કદળી૦
અગણેરે ફલાણીભાઇ જાગીયા, એ ફલાણીબેનના કથ કે કદળી૦
ચોથેરે ફલાણીભાઇ જાગીયા, એ ફલાણીબેનના કથ કે કદળી૦

[ ૯ ]

ચારે તે જાગીને શું કર્યાં રાખ્યા મારા ઊકન્ડાના રંગ કે કદ૦
ફલાણુભાઇના હાથમારે પાવડો, ફલાણુભાઇના હાથમાંરે ચાંચવો
ફલાણુભાઇના હાથમારે ટોપલો, ફલાણુભાઇને ગાડે ચડાવો
કે કદળી વનનોરે કાગડો

(ઉપર મુજબ નામ ફેરવીને ગાવુ)

---

( ૧૦ ]

પીપલડી ને પાકી ઝાલમઝાલ, અડાળીએ બેઠા ચાર જણા,
વચમા બેઠારે વાસુદેવના નદ કે વાહાણેલા ભલે વાયારે
દાતણ કરજોરે ગંગાજળ આની કે વાહાણેલા ભલે વાયારે
મૂખ લુછજોરે પામરીને છેડે કે વાહાણેલા ભલે વાયારે—૧
પીપલડી તે પકી ઝાલમઝાલ, અડાળીએ બેઠા ચાર જણા,
વચમા બેઠારે જગમોહનલાલ કે વાહાણેલા ભલે વાયારે
દાતણ કરજોરે પીતળને લોટે કે વાહાણેલા ભલે વાયારે
મુખ લુછજોરે ધોતીઆને છેડે કે વાહાણેલા ભલે વાયારે—૨
પીપલડી તે પકી ઝાલમઝાલ, અડાળીએ બેઠા ચાર જણા,
વચમા બેઠારે ધનસુખલાલ કે વાહાણેલા ભલે વાયારે
દાતણ કરજોરે ખાળકુડીના પાણી કે વાહાણેલા ભલે વાયારે
મુખ લુછજોરે બળોતીયાને છેડે કે વાહાણેલા ભલે વાયારે—૩

(ઉપર મુજબ નામ ફેરવીને ગાવુ)

---

(૧૧)

અમદાવાદી ઓરસીયો ને સુરતની સુખેડ
ચંદન ઘસાવો એને માડવે
ચદન ઘસાવોને ચદરવા બધાવો
સુરજ લખાવો એની ખડકીએ
સુરતના સલાટી ને પાટણનો પહાણુરે
ઓરસીયો ઘડી લાવોને અરસ પહાણનો
એવાને હોસીલા અમારા ફુલાણાના કુવરરે
નિત્ય પૂજા કેદારનાથને મોકલે
ચદન ઘસી ઓરસીયો મડપ હેઠે મેલ્યોરે
ઓરસીયાને ચોર ચોરી ગયારે
ઓરસીઆના ચોર ફુલણી બેનના નાથ
ફુલાણાભાઇ ઓરસીયો ચોરી ગયા
આગળ જતા બીજા જમાઇ મળીયા
બેઉ મળી ઓરસીયો જપત કર્યો
લાવોને નાડી બાધને તાણી રહની રીતે
ઓરસીરો મનાવીયે
ઉપર રહ્યા ફુલાણા બેન બોલેરે
આજનો ગુનો વીરા માફ કરો
હથોને મારી ટોટીને મારો એને સોટી
મુરખ લીયો વણાસીયો

લ્યોને મારી સાડીને મેલો એને કાઢી
રાહુની રીતે ઓરસીયો મનાવજો

( ૧૨ )

ઊઠો ગોરા રે ઊઠો સામળા ઊઠો નાથ વિશ્વનાથ
શ્રીફળ બે આણ્યા અવર સાતેકે વહેલા આવજોરે
એણીને સાતેકે ગંગામાટી જોઇશેરે ગંગાજળ હોયરે રળિઆમણા
એણીને સાતેકે આબાપત્ર જોઇશેરે સેવાસૂત્ર હોયરે રળિઆમણા
એણીને સાતેકે હુવનપડી જોઇશેરે નાડાછડી હોયરે રળિઆમણા
એણીને સાતેકે શ્રીફળ જોઇશેરે ફોફળ હોયરે રળિઆમણા
એણીને સાતેકે દુધ દહીં જોઇશેરે પંચામૃત હોયરે રળિઆમણા
એણીને સાતેકે આચાર જોઇશેરે સરવા હોયરે રળિઆમણા
એણીને સાતેકે જીયાવર જોઇશેરે પોસનાળિએર હોયરે રળિ૦
એણીને સાતેકે ફૂલાણાભાઈ જોઇશેરે ફૂલાણીવહુ હોયરે રળિ૦

( ૧૩ )

દીને સુપ્રભાતેરે ઉઠીનેરે લીજે ચારે દેવનાનામ નમોરે હરિવાસુદેવારે
પેલા નામ રૂડા વિશ્વનાથનારે બીજલે ગદાધર દેવ, નમોરે૦
ત્રીજાં નામ દીજે રૂડા કદમેશ્વરનારે ચોથે કેદારનાથ દેવ નમો૦
ચારે તે જાગીને શું કર્યાં રાખ્યો તારા સેવકનો રંગ નમોરે૦
દીને સુપ્રભાતે ઉઠીનેરે લીજે ચારે કાકાના નામ નમોરે૦
કાકાએ જાગીને શું કર્યાં રાખ્યો તમારા સાજનનો રંગ નમો૦

( ૧૪ )

વાહાણું વાતા કુકડો રાણો બોલીયા, જાગો જાગો જગતના
જન કે કેતકી બાગનો કુકડો
જાગીને ઉત્તમ કમ આદરો, ભાવે કરીને કરો પ્રભુનું ભજન કે
કેતકી બાગનો કુકડો
મેડીમાથી કનકો રાણો જાગીયા, કનકાવતી તણા ભરથાર કે
કેતકી બાગનો કુકડો
જાગીને ઈશ્વર આરાધીઆ, દાન દીધા થઈને દાતાર કે કેતકી૦
મેહેલમાથી ફુલાગુલાબ ઈ જાગીયા, ફુલાણી વહુના કંથ કે કેતકી૦
પ્રભુની પ્રાર્થના કર્યા પછી, ગુણવંત વાંચ્યા રૂડા ગ્રંથ
કે કેતકી બાગનો કુકડો
ઝુપડામાંથી જગસીહ વેવાઈ જાગીયા, ત્રોળવા બેઠા અફીણ કે ભાગ
કે કેતકી બાગનો કુકડો
ક્રોધ કરી કુટુંબની ઉપરે, દેત્ર લાગ્યા લઈને ડાગ કે કેતકી૦
છપર માથી કુલીન વેવાઈ જાગીયા, બકરે નુગીત્રા બેનના જેઠ
કે કેતકી બાગનો કુકડો
આળસ મરડીને આખો ચોળતા જોકા ખાતા બાવળ હેઠ કે કેત૦
ગીત ગાતા ફુલાણી વહુ જાગીયા, મધુર સ્વર જાણે કોયલ મોર
કે કેતકી બાગનો કુકડો
બડાઈ કરતા ફુલાણી વહુ જાગીયા, વચન એના ઘણા કઠોર કે
કેતકી બાગનો કુકડો

માડવામાથી ફુલાણીબેન જાગીયા, પ્રભુ ભજન કરતાં કલોલ કે
કેતકી બાગનો કુકડો
જાની વાસે ફુલણા વેવઈ જાગીયા, નાચે કૂદે કાટલું અંટોલ કે
કેતકી બાગનો કુકડો
સાજન સહુ જાગીને સવારમા કરવા માડે પરમારથ કામ કે
કેતકી બાગનો કુકડો

---

(૧૫)

સુખે પોઢોરે કનકસીંહ નરેશ કે વહાણે વ્હેલા જાગેરે
જેના ઘરમારે ઘણો સપ હમેશ કે વહાણે વ્હેલા જાગેરે
સુખે પોઢેરે રૂડા ફુલાણુભાઈ કે વહાણે વ્હેલા જાગેરે
જેની નારીરે ગુણવતી ગણાઈ કે વહાણે વ્હેલા જાગેરે
સુખે પોઢેરે કનકાવતી માય કે વહાણે વ્હેલા જાગેરે
જેના પુત છે સપુત સદાય વહાણે વ્હેલા જાગેરે
સુખે પોઢેરે કનકાજીના પુત્ર કે વહાણે વ્હેલા જાગેરે
શાની ચિંતારે જેને છે શીર કે વહાણે વ્હેલા જાગેરે
સુખે પોઢેરે ચપાબાઇ ચતુર કે વહાણે વ્હેલા જાગેરે
જેના ચિતમારે ચિંતા નહીં લગાર કે વહાણે વ્હેલા જાગેરે

---

( ૧૬ )

વાને ઘાલતી વખતે ગાવાનુ ગીત

શ્રી કૃષ્ણની ઘરૂણી તમે નીદ્રા ન પોઢો, અનીરૂદ્ધને તેલ
ચડાવવા કે રૂક્ષમણી વહુને જાગવારે,

પ્રદુમનની ઘરૂણી તમે નીદ્રા ન પોઢો, અનીરૂદ્ધને તેલ
ચડાવવા કે રતી વહુને જાગવારે,
ચદ્રમાની ઘરૂણી તમે નીદ્રા ન પોઢો, અનીરૂદ્ધને તેલ
ચડાવવા કે રોહીણીને જાગવારે,
આદીતની ઘરૂણી તમે નીદ્રા ન પોઢો, અનીરૂદ્ધને તેલ
ચડાવવા કે રન્ના દેવને જાગવારે,
ગણુપતીની ઘરૂણી તમે નીદ્રા ન પોઢો, અનીરૂદ્ધને તેલ
ચડાવવા કે સીધ્ધી બુદ્ધીને જાગવારે,
(ઉપર મુજબ ઘરના માણુસોના નામ દઇ ગાવુ)

---

( ૧૭ )

એને વાને તે કોણુ કોણુ આવસે, સાથે કઇ વહુ સરખી જોડ
કે વાનો અતી રળીઆમણો
એને વાને તે અબીલજ ઉડી રહ્યા, કસ્તુરી તો અપરપાર
કે વાનો અતી રળીઆમણો.
એને વાને તે ફલાણાભાઇ આવસે સાથે ફલાણી વહુ સરખી
જોડ કે વાનો અતી રળીઆમણો.
( ઉપર મુજબ ઘરના માણુસોનાં નામ દઇને ગાવું )

---

(૧૮)

પુરી દોરે પુરી દોરે જીયાવર જેમ ગુણુવતાને હોજોરે
પાપડ દોરે પાપડ દોરે જીયાવર જેમ પનોતાંને હોજોરે

પૈસા દોરે પૈસા દોરે જીયાવર જેમ નાણાવટીઓને હોજોરે
જીરૂ દોરે જીરૂ દોરે જીયાવર જેમ જસવતાને હોજોરે
રૂ દોરે રૂ દોરે જીયાવર જેમ રૂપવતાને હોજોરે
મીઠુ, દોરે મીઠું દોરે જીયાવર જેમ મીઠા બોલાને હોજોરે
મામા પનોતારે જીયાવર મામી ચડાવે છે તેલરે
કાકા પનોતારે જીયાવર કાકી ચડાવે છે તેલરે
ફુઆ પનોતારે જીયાવર ફોઇ ચડાવે છે તેલરે
માસા પનોતારે જીયાવર માસી ચડાવે છે તેલરે
બનેવી પનોતારે જીયાવર બેન ચડાવે છે તેલરે

---

(૧૯)

(ઊકરડી નોતરવાનું ગીત)

ઓછવ ઘેર આપણે ઊકરડી અમે નોતરી રવ છંદારે
નોતર્યાં ચારે દેવ મનોરા પોતારે
કાશીમા વિશ્વનાથ નોતરી રવછદારે
ગયામા ગદાધર દેવ મનોરા પોતારે

---

(૨૦)

ઉકરડી નોતરીને ઘરમાં જતી વખતનું ગીત.

સામે ટોળે પેસતા મો ડુલાવેરે
ઘરડોસો! બળદ વેચાય કે બાણુ નીપજેરે

તાણીને આવ્યો સેરીએ કે મોડુ લાવેરે
ફુલાણા જમાઇ કહે કે મારો બાપ બાણુ નીપજેરે.
બાપ જાણીને ગયો ભેટવા મો ડુલાવેરે
બાપે મારી બે લાત કે બાણુ નીપજેરે

---

(૨૧)

ગૃહશાતી વખતે ગાવાનુ ગીત

રણુઝણુ કરતોરે ભમરો સચર્યો, જઈ બેઠો કકુડાને છોડ,
રે ભમરો જેમ રણુઝણે
ભમરીએ ભમરાને પુછીઆરે, તમે કહોને ભમરા એ કકુ
કોણ કાજરે ભમરો જેમ રણુઝણે
કયા ભાઇએ રાય જગ્ન માડીઆરે, એઓ કકુ તે અસઘેર
જાય, રે ભમરો જેમ રણુઝણે
( ઉપર મુજબ ફેરવીને ગાવુ )

---

(૨૨)

(વર અથવા વહુના બાપને નાહાતી વખતનુ ગીત)

ફુટકપાન રે કેરો ચોતરો, શોભા શ્રી કૃષ્ણ તો
કોણે ઢાળ્યો કોણે ચીતર્યો, શોભા શ્રી કૃષ્ણ તો
ઢાળ્યોરે સુભદ્રા પાતળા, અર્જુન ચીતારાનો બેટો શોભા
શ્રી કૃષ્ણ તો

(૨૩)

દામણુ ડગલા ભરતી વખતનુ ગીત

ડગ ભરો ડગ ભરો જીયાવરની ફોઈ તેણેરે મૈયારાવાટ જોઈ
ડગ ભરામણુ લાખ આપશે તે જીયાવરના બાપ,
ડગ ભરામણુ હીરા આપશે તે જીયાવરના વીરા
ડગ ભરામણુ આકા આપશે તે જીયાવરના કાકા
ડગ ભરામણુ સાડી આપશે તે જીયાવરની માડી

---

(૨૪)

એક ઇંટ પડેને મહેલ નીપજે, નીપજે નીપજેરે બેઠક
બગલાની જોડ, વધાવોરે મારે આવીઓ
હું તો વહુરે ફલાણી વહુને વીનવુ, મૃગનયનીરે તારો નાવલો
દેખાડ વધાવોરે મારે આવીઓ
એના નાવલાને હાથે સોના સાંકળાં, એનો નાવલોરે મુબઈ
શહેરનો સરદાર વધાવોરે મારે આવીઓ
અમે જોશીને જનોઇ પેહેરાવીયા, આપ્યા છે રૂડા દાન
વધાવો મારો આવીઓ
અમે ગોત્રેજ સોનાના ઘડાવીઆ, મૈયારીને આપ્યા દાણુ
વધાવોરે મારે આવીઓ
અમારે બારણે હાથી ઝુલી રહ્યા ઘર પાછળ સવચ્છી ગાય,
વધાવોરે મારે આવીઓ

એક રોડુ પડે ને સડાસ નીપજે, નીપજે નીપજેરે ખાડી
સડાસની જોડ, વધાવોરે મ રે આવીઓ
હુ તો ફલાણી વેવણુને વીનવુ, ગધેડીરે તારો નાવલો દેખાડ,
વધાવોરે મારે આવીઓ
એના નાવલાને હાથે કલાઇ સાકળા એનો નાવલો ફલાણા
ગામનો ઉતાર વધાવોરે મારે આવીઓ
એણે જોસીના જનોઇ તોડાવીયા, મૈયારીનારે કાઇ વાડયા
નાક, વધાવોરે મારે આવીઓ
એણે ગોત્રેજ ગોદડે ઢાકીઆ, એણે ભગીયાને આપ્યા દાન
વધાવોરે મારો આવીઓ
એને બારણે કુતરા ભસી રહ્યા, ઘર પાછળ ગધેડા ભુકે છે
ચાર, વધાવોરે મારે આવીઓ

---

(૨૫)

લવેગી બાજટડો ને હીરલે જડીઓ
કુવારી કન્યાએ કાગળ લખીને મોકલીઓ તો,
જાનૈયા વર વહેલો આવજેરે,
સમુદ્ર વચ્ચે બાપ મોકલ.વો ઘોડા
ઘોડે બેસીને આવે જીયાવર ગોરા
તો જાન આવે ભલી સોભતીરે
સમુદ્રની વચ્ચે બાપ મોકલાવો હાથી

હાથીએ બેસી આવે જીયાવરના સાથી,
તો જાનૈયા વર વડેલો આવજોરે,
સમુદ્રની વચ્ચે દાદા મોકલાવો વેલ
વેલે બેસીને આવે જીયાવરની બેન
તો જાન દીસે રળીઆમણીરે,
સમુદ્રની વચ્ચે બાપ મોકલાવો ગાડી
ગાડીએ બેસીને આવે જીયાવરની માડી
તો જાન આવે ભલી શોભતીરે

---

(૨૬)

નારેશ્વરના જી ચાર ઓવારા
ચાર ઓવારાના જુદા જુદા નામ તો
નારેશ્વર રળીઆમણારે
પહેલો ઓવારો જી ઘડો કેહવાયે,
ઘડો ઓવારો જી દૂધડે ભરાયે
જીયાવરના સાથી સહુ દુધ પીવા જાયે
તો નારેશ્વર રળીઆમણારે
બીજો ઓવારો જી રાજા કહેવાયે
રાજા ઓવારો જી પુલડે સીંચાયે
જીયાવરના સાથી સહુ પુલ સુઘવા જાયે
તો નારેશ્વર રળી આમણારે,

ત્રીજો ઓવારો જી ગુજરી કહેવાયે
ગુજરી ઓવારે જી ગુજરી ભરાયે
જીયાવરના સાથી સહુ ગુજરી જોવા જાયે
તો નારેશ્વર રળીઆમણારે
ચોથો ઓવારો જી મુલ્લા કહેવાયે
મુલ્લા ઓવારેજી છીંદડા છપાએ
નવી વહુના મામા બધા છાપવાને જાયે
તો નારેશ્વર રળીઆમણારે

કાયસ્થની વાડીમા મીટીગ ભરાયે
જીયાવરના વીરા સહુ ભાષણુ કરવા જાયે
તો નારેશ્વર રળીઆમણારે

ભગીની વાડીમા ભાગ ઘુટાયે
નવી વહુના કાકા બધા ભાગ પીવા જાયે
તોનારેશ્વર રળી આમણારે

ભર્યાં પેણામા ખાજા તળાયે
જીયા વરના વીરા બધા રાજા કહેવાયે
તો નારેશ્વર રળીઆમણારે

ભર્યાં પેણામા સેવ ગાઠીઆ તળાયે
નવી વહુના વીરા બધા લાઠીઆ કહેવાયે
તો નારેશ્વર રળીઆમણારે

ચુનીલાલની વાડીમા ચુરમા ચોળાયે
જીયાવરના સાથી સરવે જમવા જાયે
તો નારેશ્વર રળીઆમણારે

---

(૨૭)

એક અતલસી કોયલ, અતલસુ બોલે
તારોને શબ્દ સોહામણો
મે તો તારે ને પગલે પગરણ માડીઆ
તારે ને જાવું કોયલ નોતરે
એક નામ નહિ જાણુ ને ગામ નહિ જાણું
કઇ બેન સોવાસણ બેનને નોતરે
એક ગામ છે મુબઇ ને નામ છે અર્જુન
સુકન્યા બેન સોભાસણ બેનને નોતરે
કોયલ ઉડી પાખે ને રૂડીરે ચાચે
જઈ બેઠી અર્જુનલાલને ટોલકે
એક રાણીના જાયા બે નર ઓરડે ઉભા અગર ઉલેચે
ઝીલોરે મોટાના બે નર નોતરા
એક દાસીના જાયા ચોતરે બેસી ચોપડી વાંચે
ઝીલોરે દાસીના જાયા નોતરે
તમારા વાસુદેવ બાપે પગરણ માડીઆ
દેવકી માડીએ આણા મોકલ્યા

હુ તો આવીશ રે વીરા મોટે મંડાણે
ભાભી તે ધોશે માગ પાવલા,
એક સવામણુ સુનાની ઝાલજ માગુ
અધમણુ રૂપાનુ ઝાંઝરૂ
એક પેટી ભરીને હુ તો પટોળાંરે માગુ
ઉપર દશ વીસ પોલકા,
એટલુ લઈ વીરા હુ તો ઘેરજ જાઉ
હુરે સંતોષણુ વીરા બેનડી

---

( ૨૮ )

જીરે સોના રૂપાની મારી પાલખડી
જાયરે રાજાજીને ભેટ, ફુલાણી વહુ મોઢો લઈ રહ્યા
પીયુ મુજને પાલખડી ઘડાવો, ઢાલીએ ન આવે નીંદડી
ઉશીકે નાગરવેલ પથરાવો, ટાઢકે આવે નીંદડી
બાસઠ બારીઓ મેલાવો, વાવલીએ આવે નીંદડી
ચોસઠ જાળીઓ મેલાવો, અજવાળે આવે નીંદડી
ચારે ખોડે પુતળીઓ મેલાવો, રમતે આવે નીંદડી
ગોઠણીએ ફુલાણી બેન બેસારો, વાતડીએ આવે નીંદડી
ચોકમા ચંપા રોપાવો, ઠંડકે આવે નીંદડી
પાણીઆરે નાગરવેલ રોપાવો ટાઢકે આવે નીંદડી
ઓરડામાથી સાસુબાઇ રે બોલીયા

નથી મારે ગોત્રજની રીત, પાલખડી પાછી વળજો
મેડીએથી ફુલાણા ભાઇરે બેલીયા
છે મારે ગોત્રજની રીત, પાલખડી પાછી નહિ વળે
નવી પડો ગોત્રજની રીત, ગોરી નહી વાળે પાલખડી

(૨૯)

ખડખાઓ ખડખાઓરે ઘોડી પાણીલા પીઓની
મધ પીઓ મધ પીઓરે તેજલડી જાવુ છે પરદેશ
તમારે ને જાવુ ઘોડી લકા ગઢને દેશ
લકા ગઢનો રાજારે સુખીઓ સુતેલો કે જાગે
આવ્યા છે મહેતા સહદેવભઇ તે તો ઝાઝા સોના માગે
ઝાઝેરાને સોનારે કહેતા કા'વોકાજ કરેશ
પરણે છે ઘેર અજબ લાડેકડાની ખુપ ઘડેશ
ખુપને ઘડતારે નવી વહુની ટીલડી કરેશ
ખડખાઓ ખડખાઓરે ઘોડી પાણીલા પીઓની
મધ પીઓ મધ પીઓરે તેજલડી જાવુ છે પરદેશ
તમારે ને જાવુ ઘોડી હડમછ ગઢને દેશ
હડમછ ગઢનો રાજારે સુખીઓ, સુતેલો કે જાગે
આવ્યા છે મેતા અનિરૂદ્ધ તે તો ઝાઝા હીરા માગે
પરણે છે ઘેર અજબ લાડકડાની ખુપ જડેશ
ખુપને ઘડતારે નવી વહુની ટીલડી જડેશ
(એવી જીતે સીંગડ ગઢ તથા પાટણગઢનું નામ દઈ ગાવું)

(૩૦)

સરસ્વતી સ્વામીને વિનવુરે નંદલાલ
જીરે ગણપત લાગવુ પાય કે મેદલો વારીઓરે નદલાલ
કે માણુસના માગા સાગા આવીઆરે નદલાલ
જીરે કે માણુસના પડયારે નીશાણુ કે મેદલો વારીઓરે
કે માણુસના સાથી સાહેબ આવીઆરે નંદલાલ
જીરે કે માણુસની આવી સાકેર કે મેદલો વારીઓરે
કે માણુસના તેજી ઘોડા મધ પીએરે નદલાલ
જીરે કે માણુસની ભુખે મરેનાર કે મેદલો વારીઓરે
કે માણુસની મેગીએ દીવા બળેરે નદલાલ
જીરે કે માણુસની ઘોર અધારી કે મેદલો વારીઓરે
( એ રીતે નામ દઇ ફેરવીને ગાવુ )

---

(૩૧)

જીરે સરસ્વની સ્વામીને વીનવુ
જીરે ગણુપત લાગવુ પયરે, વેવારે આવ્યા ઢુકડા
જીરે ચોકમા ચપોરે રોપીઓ
રોપનારના નામ ન જાણુ વેવારે આવ્યા ઢુકડા
જારે સોનાનો સ્થભ હીરે જડયો
જડનારના નામ ન જાણુ વેવારે આવ્યા ઢુંકડા

જીરે આકાશે ધોતીઆ સુકાઇ રહ્યાં,
વૈષ્ણુવના નામ ન જાણું, વેવારે આવ્યા ઢુકડા
જીરે કેડે કુચીઓ ખસમસે
કીલીદારના નામ ન જાણું, વેવારે આવ્યા ઢુકડા
જીરે ખાધે તે કોથળી લળી રહી
નાણાવટીઓઓનાં નામ ન જાણુ, વેવારે આવ્યા ઢુંકડા
જીરે માચીએ બેસીને પુન કરે
પુનવતાના નામ ન જાણુ, વેવારે આવ્યા ઢુકડા
જીરે માડવે હસતીરે પુતળી
પુતળીઓના નામ ન જાણુ વેવારે આવ્યા ઢુંકડા
જીરે માડવે અપસરા રમી રહી
અપસરાના નામ ન જાણુ, વેવારે આવ્યા ઢુંકડા
જીરે કેડે પટોળારે ખસમસે
વહુવારૂના નામ ન જાણુ—વેવારે
જીરે ફરતે બેડે રે પાણી ભરે
વહુઆરૂના નામ ન જાણું—વેવારે
જીરે હાથમા દફતર લળી રહ્યા
ઈરેકોલીઆનાં નામ ન જાણુ—વેવારે
જીરે ખડીઓ ને પાટીરે લળી રહી
નીશાળીઆના નામ ન જાણુ—વેવારે
જીરે માંડવે હસતારે બાલુડા
એ બાલુડાનાં નામ ન જાણુ—વેવારે

( ૩૨ )

કન્યા લાડણી તે લખી કાગળ મોકલેરે સુણો બનડાજી
વરણાગીઆ તુ વર વેહેલો આવ ચત્રુભુજ બનડાજી
કન્યા હુ કેમ આવીશ એકલોરે, સુણ બનડાજી
મારી દાતણ વનાની વ જાન ચત્રુભુજ બનડાજી
પેલા ફલાણા ભાઈ તે દાતણીઆ થઇ આવશેરે—સુણ
દાતણ કરશે જીયાવરની જાન—ચત્રુભુજ બનડ જી
કન્યા લાડણી તે લખી કાગળ મોકલેરે—સુણ બનડાજી
વરણાગીઆ તુ વર વહેલો આવ—ચત્રુભુજ બનડાજી
કન્યા હુ કેમ આવીશ એકલો રે—સુણ બનડાજી
મારા મરદન વનાની વરજાન—ચત્રુભુજ બનડાજી
પેલા ફલાણા વેવાઈ તે મરદનીઆ થઇ આવશેરે—સુણ
મરદન કરશે જીયાવરની જાન—ચત્રુભુજ બનડાજી
(એવી રીતે પખાલી તથા રસોઈઆ એમ કહેવુ)

---

(૩૩)

પચ કાગળ પચ કાગળ તે પચદેશ મોકલોરે
પહેલો કાગળ પહેલો કાગળ તે કાશીમા મોકલોરે
કાશી મધ્યે કાશી મધ્યે કાશી વીશ્વનાથને નોતરોરે
બીજો કાગળ બીજો કાગળ તે ડાકોર મોકલોરે
ડાકોર મધ્યે ડાકોર મધ્યે રણછોડજીને નોતરોરે

ત્રીજો કાગળ ત્રીજો કાગળ તે અમદાવાદ મોકલોરે
અમદાવાદ મધ્યે અમદાવાદ મધ્યે નટવરલાલને નોતરારે
ચોથો કાગળ ચોથો કાગળ તે ગયામા મોકલોરે
ગયા મધ્યે ગયા મધ્યે ગદાધરને નોતરારે
પાચમો કાગળ પાચમો કાગળ તે સુરત મોકલોરે
સુરત મધ્યે સુરત મધ્યે બાળકૃષ્ણજીને નોતરારે
પચ કાગળ પચ કાગળ તે પચ દેશ મોકલોરે
પહેલો કાગળ પહેલો કાગળ તે શાતાકુઝ મોકલોરે
શાતાકુઝ મધ્યે શાતાકુઝ મધ્યે ફુલાણાભાઈને નોતરારે
તમે આવો તમે આવો ફુલાણી બ્હેનને લાવજોરે
આપણે ઘેર આપણે ઘેર લાડકડાના લગ્ન
એની વધે તે વહેલા પધારજોરે
(ઉપરની રીતે પાચ જમાઈને કહી ગાવુ)

---

(૩૪)

ઉચી પીપળી ઉચી પીપળી ઘેરે ગભીર
રાતે પાને દીસે રળીઆમણી રે
ઠાકોર તમે ઠાકોર તમે દેરાસરના દેવતા
ત્યારે અમે દેરાસરની પુતળીરે
આપણે બને આપણે બને પુજવા જોગ
ત્યારે દેરા દીસે રળીઆમણારે

ઉંચી પીપળી ઉચી પીપળી ઘેરે ગંભીર
આજે પાને દીસે રળીઆમણીરે
ઠાકોર તમે ઠાકોર તમે અશાડીના મેઘ
ત્યારે અમે વાદળ કેરી વીજળીરે
આપણે બંને આપણે બને તે વરસવા જોગ
ત્યારે ગગન દીસે રળીઆમણુરે
ઉચી પીપળી ઉચી પીપળી ઘેર ગભીર
આજે પાને દીસે રળીઆમણીરે
ઠાકોર તમે ઠાકોર તમે સરોવરના હંસલા
ત્યારે અમે સરોવરની હંસલીરે
આપણે બને આપણે બંને મળી કરીએ કલોલ
ત્યારે સરોવર દીસે રળીઆમણાંરે
ઠાકોર તમે ઠાકોર તમે વનના મોરલા
ત્યારે અમે તે વન કેરી ઢેલડીરે
આપણે બને આપણે બને તે ટહુકવા જોગ
ત્યારે વન દીસે રળીઆંમણુરે
ઠાકોર તમે ઠાકોર તમે ફુલાણુના બેટડા
ત્યારે અમે ફુલાણુંની બેટડીરે
આપણે બન્ને આપણે બન્ને તે પરણવા જોગ
ત્યારે માયરા દીસે રળીઆંમણારે,

---

(૩૫)

દક્ષણ દેશથી ઘોડીરે આવી
આવી રહી માણેક ચોક ઓલટકાળી
કયા ભાઇ તે ઘોડીના મુલ કરાવે
કયા ભાઇ ખરચે છે દ્રવ્ય ઓ લટકાળી
કયા ભાઈ તે ઘોડીને ઓરડે બધાવે
કયા ભાઇ તે પાયે સાકેર દુધ ઓ લટકાળી
કયા ભાઇ તે ઘોડીને મલીદા ખવડાવે
કયા ભાઈની નાગરવેલ ઓ લટકાળી
કયા ભાઇ તે ઘોડીનાથાયે અસ્વાર
કયા જમાઇ થાયે ચડવાદાર ઓ લટકાળી
(એરીતે નામ દઇને ગાવુ.)

---

(૩૬)

ઉંચાનીચા બગલા ચણાવો મેતો કોડે પગરણ માડીઆરે
એ બંગલામા જાજમો પથરાવો મેતો કોડે પગરણ માડીઆરે
જાજમ ઉપર બાજઠીઆ ઢળાવો મેતો કોડે પગરણ માડીઆરે
બાજઠ ઉપર બાજીઓ ઢળાવો મેતો કોડે પગરણ માડીઆરે
બાજી ઉપર પાસાઓ ઢળાવો મેતો કોડે પગરણ માડીઆરે
રમશે રમશે ફલાણા વેવાઈ મેતો કોડે પગરણ માડીઆરે
સામા રમશે ફલાણા હજારી મેતો કોડે પગરણ માડીઆરે

જીત્યા જીત્ય ફુલાણા હજારી મે તો કોડે પગરણ માડીઆરે
હાર્યા હાર્યા ફુલાણા વેવાઇ મે તે। કોડે પગરણ માડીઆરે
જીત્યા ઉપર વાજા વગડાવો મે તો કોડે પગરણ માડીઆરે
હાર્યા ઉપર ગધેડા ભુકાવો મે તે. કોડે પગરણ માડીઆરે

---

(૩૭)

હુ તમને પુછુ મારા શ્રીકૃષ્ણ માડવા સોળે રચાવોરે
પહેલેને માડવે પુતળી, બીજે જાવત્રીના છોડરે
ત્રીજે આદ્રીત તેડીયા, ચોથે રન્યા દેવના મડપરે
પાચમે પગરણ માડીયા, છઠ્ઠીના જગવ્યા છે જાગરે
સાતમે શ્રીકૃષ્ણ જનમીયા આઠમે અગ્નિના હોમરે
નોમે નવગ્રહ રચીયા દશમે દશરથ દેવરે
એકાદશીરે આણદ ઘણો, બારસે રચ્યા છે બારરે
તેરસે તોરણ બાધીયા ચોદસે છોળ મજીઠરે
પુનમે વરકન્યા પરણીયા પડવેતે કન્યાના દાનરે

**ઢાળ**

શ્રીકૃષ્ણ ગોમતીમા ઉતરીઆરે
ભીમકરાજા મળવાને સચર્યારે
રૂક્ષમણી મહીએરીએ જઇ આવ્યારે
સાસુ પુછે પાય લાગણ શુ લાવ્યારે
નથી મારા માબાપે એવર જોયારે

નથી મારી માડીએ તે એવર પોકર્યારે
હુતો મારા પુન્ય થકી વર પામીરે
નથી મારી બેને વર બેડીઆ લીધારે
નથી મારી ભાભીએ હાથે વાળા વાટગારે
હુતો મારા પુન્ય થકી વર પ મીરે
નથી મારા વીરાએ છાટણીયા છાટયાંરે
દેવને ચઢાવ્યા હતા પુલ ગજરારે
તે પુન્યે વાસુદેવ સરખા સસરારે
દેવને ચઢાવ્યા હતાપુલ જાસુરે
તે પુન્યે દેવકીજી સરખા સાસુરે
દેવને ચઢાવી હતી મેતા હળદીરે
તે પુન્યે સુભદ્રા સરખી નણદીરે
દેવને ચઢાવ્યા હતા પુલ હારરે
તે પુન્યે શ્રીકૃષ્ણ સરખા ભરથારરે
દેવને ચઢાવી હતી ફુલપાતરીરે
તે પુન્યે ગોકુળીઆ સરખી સાસરીરે

---

(૩૮)

સાટીન રે ચોખા કાઈ ક કુવરણા
બાધ્યારે મારા કયા ભ ઇને છે ડ કે જાય ગોરા કઇ બેનને નોતરે
આધ્યારે મારા ફલાણા ભાઇને છેડ કે જાય ભાઇ ફુલાણી
બેનને નોતરે

બેનીરે તમે સુતેલાં કે જાગો, તમારા બાપેને પગરણ માડીયા
વીરારે તમે કોણ ઘરના મોભી કે કઈમાડીને ઊદર વસ્યા
વીરારે મે તો ઝભલા ટોપીએ દીઠા કે કોટપાટલુને વીરા ન ઓળખ્યા
વીરારે મે તો કલ્લી સાંકળીએ દીઠા કે વેડ વીટીએ નહીં ઓળખ્યા
વીરારે મે તો ઘોડીએ ને પારણે દીઠા કે ઘોડીએ ચઢતા
નહીં ઓળખ્યા
આગળ રે મારા ફલાણી બેનના માપૂા કે નેજા ઝળકેરે મસરૂ તણા
વચમારે ફલાણાભાઇના ઘોડા કે પડઘા વાગેરે સોના તણા
પાછળ રે પેલા ફલાણા જમાઈ કામઠીઆ કે તીર તાણેને
ખોખા ખડખડે

---

(૩૯)

લાડકડી ચઢીરે કમાડ સુંદીર વરને નીરખવારે
બાપજી મુજને પરણાવો, મેં નાજ્યો નિશાળીઓરે
કહો બેની કયા થકી દીઠો, કે કયા તમારા મન વસ્યારે
નિશાળે ભણતેલો દીઠો અક્ષરે મારા મન વસ્યારે
લાડકડી ચઢીરે કમાડે સુદીર વરને નીરખવારે
બાપજી મુજને પરણાવો મે દીઠો નિશાળીઓરે
કહો બેની કયા થકી દીઠો, કે કયા તમારા મન વસ્યારે
મરે'વરમા નાતા તે દીઠો કે કપડા પહેરતા મારા મન ઠર્યા રે

---

(૪૦)

રૂમાલ રંગ્યો કેસરી ઝીણા મારૂજી, રાતા રંગ્યા મોળીઆ
ઝીણા મારૂજી
રાયવર બેઠા સાન્તેક ઝીણા મારૂજી, ગોર માગે રીતડી
ઝીણા મારૂજી.
ગોરના હમે દાણ ચુકવશુ, ભલી રીતે પરણશુ ઝીણા મારૂજી
રૂમાલ રંગ્યો કેસરી ઝીણા મારૂજી, રાતા રંગ્યા મોળીઆ
ઝીણા મારૂજી
રાયવર બેઠા ગોત્રેજે ઝીણા મારૂજી, ફોઈ માગે રીતડી
ઝીણા મારૂજી
ફોઈના હમે દાણ ચુકવશુ ભલી રીતે પરણશુ ઝીણા મારૂજી
રૂમાલ રંગ્યો કેસરી ઝીણા મારૂજી, રાતા રંગ્યા મોળીઆ
ઝીણા મારૂજી
રાયવર ચઢયા ઘોડલે ઝીણા મારૂજી બેન માગે રીતડી
ઝીણા મારૂજી
બેનોના હમે દાણ ચુકવશુ ભલી રીતે પરણશું ઝીણા મારૂજી

(ઉપર મુજબ "તોરણે આવે ત્યારે સાળો માગે" તથા "મયરામા આવે ત્યારે સાસુ માગે" એમ ગાવુ)

---

(૪૧)

આમલડી થડે થોડી ને ડાળે અતી ઘણી,
આમલી વેવા ત્યા ઘર કેમ જાણીએ

આમલી રંગારા બેઠા ઘરને બહારરે
આમલી લાલ રંગ્યારે વરના અબોટીયા
આમલી રંગારા કઇ બેનના વરરે–નારેશ્વર
આમલી થડે થોડીને ડાળે અતી ઘણી
આમલી વેવા ત્યા ઘર કેમ જાણીએ
આમલી ચીતારા બેઠા ઘરની બહારરે
આમલી ચીતારા કઇ બેનનાનાવરે –નારેશ્વર

(ઉપર મુજબ તંબોળી, રસોઇઆ, બારણીઆ, જમ ઇને ગાવુ છોકરીના લગ્ન હોય તો "લાલ રંગ્યારે ચુડલા' ગાવુ)

---

✓ (૪૨)

આણી તીરે ગંગા રે પેલી તીરે જમના રે,
વચમા સરસ્વતી નદી વહે છે
સોનાનુ બેડુ રે, રૂપા ઉઢાણી રે,
સીતા વેહેલા પાણીડા સંચર્યા રે
સોનાની ગેડીરે રૂપલા દડુલો રે,
રામચંદ્ર રમવાને નીસર્યા રે
કોણુ છેરે કોણુ છેરે કોણુ તારૂ નામ રે
કઇરે નગરીનો રાણો રાજીઓ
હુ છઉ હુ છઉરે રામચંદ્ર નામરે,

[૩૫]

દસરથનો બેટોરે અયોધ્યા નગરીનો,
રાણો રાજીઓ.

કોણુ છેરે કોણુ છેરે કોણુ તારૂ નામ રે,
પગણી કે બાળ કુવારડી

હુ છઉ હું છઉરે જનકની બેટીરે,
સીતા મારૂ નામરે હજુએ છું બાળ કુવારડી

કંકુનો પડોરે નાડાનો છડોરે,
લગ્ન નીરધારી વેહેલા આવજો

---

(૪૩)

નાથજીએરે જગ માંડીઆ, ગીરધારીને કાજરે
મંડપ રચીઆરે મોકળા, સોનુ ઘડેરે સોનારરે
મોભે મોભે માણેક જડયા, કુંભી રત્ન જડાવરે
કોણુ આવ્યુ ને કોણુ આવશે, કોની જોઉ લગી વાટરે
કોણુ આવે ને મારા મન ઠરે, હૈયે હરખ ન માયરે.
કોણુ ઘોડે ને કોણુ હાથીએ, કોણુ રથે અસ્વારરે
કોણુ બીરાજેરે પાલખી, ચોપાસ ચમર ઢોળાયરે
નવનીતલાલ આવ્યા ને લાડીલે રાજી આવશે
મદનમોહનજીની જોઉ લગી વાટરે
બાળકૃશણુજી આવે ને મારાં મન ઠરે, હૈયે હરખ ન માયરે

નવનીતલાલ ઘોડે ને લાડીલાલજી હાથીએ
મદનમોહનજી રથે અસ્વારરે
બાળકૃષ્ણજી પીરાજેરે પાલખી ચોપાસ ચમર ઢોળાયરે
ઉપર મુજબ ઘરના આદમીના નામ દઈ ગાવુ)

---

(૪૪)

માલણ ગુથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો માનીશુ કજરો
માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો
તારા ગજરાનુ આપીશુ મુલ, માહે ગુથજે ગુલાબનુ ફુલ.
જે તું કહીશ તે કરશુ કબુલ માલણ ગુથી લાવ૦
જેવી હોય તારી ચતુરાઇ, તેવી કરજે તેમા સરસાઇ
કાંઇ બાકી ન રાખીશ બાઈ માલણ ગુથી લાવ૦
એવી કરજે કારીગરી એમા, જુક્તિ હોય જોવા જેવી જેમા.
મોહ પામે મુનીવર તેમા માલણ ગુથી લાવ૦
રૂડા નટવરલાલને કાજે, એવો ગુથજે ગજરો તુ આજે
જેવો નટવરલાલને છાજે માલણ ગુથી લાવ૦
ગજરો મુલ પામે મુલતાન, સારો સારો કહે સુલતાન
થય ગુણીજન કોઇ ગુલતાન માલણ ગુથી લાવ૦
એમા જુવતી જોવા જેવી જાણી, જુએ અગમા ઉમંગ આણી
રીઝે રાજા ને વળી રાણી માલણ ગુથી લાવ૦

તને આપીશ હીરા ને હાર, વળી ઓળ સારા શણુગાર.
ઉપર હેમની મોહોર હજાર માલણ ગુથી લાવ૦
કવિતાની કીમત ઉર આણુ, એ ગજરાનુ મુલ પ્રમાણે.
ભાખે દલપત બીજુ શુ જાણે માલણ ગુથી લાવ૦

(૪૫)

**નમણે નાતી વખનનુ ગીત**

નમણા તળાવડીમા ઝાઝેરા પાણીરે
ઝીલારે જીયાવર વાડી તમારીરે
ઝીલતા ઝીલના નવી વહુએ દીઠા
નવી વહુએ જઇ એના બાપ વીનવીયા
બાપજી બાપજી એ વર વરજો
એ વર જો જો સોનૈયે ગજવા ભરજો
સોનૈયે ગજવા ભરજો, રૂપૈયે લેખા લખજો
(ઉપર મુજબ કાકા તથા દાદાના નામે ફેરવીને ગાવુ)

(૪૬)

સુખેડ વૃક્ષ વેરાવો લાડકડા અગોળડીરે
અગોળડી માડીને હાથ લાડકડા અગોળડીરે
અગોળડી બેનને હાથ લાડકડા અગોળડીરે
અગોળડી ફોઇને હાથ લાડકડા અગોળડીરે

અ ગોળડી કાશીના નીર લાડેકડા અ ગોળડીરે
અ ગોળડી તાપીના નીર લાડેકડા અ ગોળડીરે
અ ગોળડી થાયે અસુર લાડેકડા અ ગોળડીરે
અંગોળડી અ ગે મીઠી હોય લાડેકડા અ ગોળડીરે

(ઉપર મુજબ ઘરના નામ દઈ ગ વુ)

---

(૪૭)

## ( ગોત્રેજ આગળ વર બેસે ત્યારે ગાવાનૂ )

એ લાડેકડા સોનૈયાની મુઠ રૂપૈયા તારે ભામણેરે
ભામણુલા તો લેસે માને બાપ તો ફોઇ કરે ઓવારણારે
એ લાડેકડા સોનૈયાની મુઠ રૂપૈયા તારે ભામણેરે
ભામણુલા તો લેસે ભાઇ ભોજાઇ કે બેન લેશે ઓવારણારે
એ લાડેકડા સોનૈયાની મુઠ રૂપૈયા તારે ભામણેરે
ભામણુલા તો લેશે મામા મામી કે માસી લેશે ઓવારણારે

---

(૪૮)

## ઘોડે ચડતી વખતનુ ગીત

કુ વર પાવડે પગ દઇ ચઢીઆરે, તમારા વહાલાના હૈડારે ઠરીઅ
કુંવર દહીંના ગોરસ ખાટા, તમારા વેરીના હૈડા ફાટય

કુવર ગાલે તે લાગ્યા ગલાલ, જોવા મળીઆ તે ડોસી દલાલ
કુવર ગાલે તે અસરો ને મસરો જોવા મળીઓ તે સાળો ને સસરો
કુવર અબોડે જવ થોડા, તારા સસરા આપે છે ઘોડા
કુવર અબોડે ઝાઝા નસુ, જોવા મળીઆ લાડેકડાની સાસુ
કુવર અબોડે જવ સાથી, તરી સાસુ આપે છે હાથી
કુવર અબોડે ઝાઝા હીરા, જોવા મળીઆ લાડેકડાના વીરા
કુવર અબોડે જવ આખા, જોવા મળીઆ લાડેકડાના કાકા
કુવર અબોડે જવ સામા, જોવા મળીઆ લાડેકડાના કાકા
કુવર અબોડે જવ વેનો, જોવા મળી લડેકડાની બેનો

---

(૪૯)

પાવડે તે પગદઈ ચઢોરે જીઆવર, એની છેડા સાહી રહ્યા
મુકો મુકોની બેન છેડા અમારા, તમારા દાણ અમે આપીશુ
અમે પરણીને આવીશુ, નવી વહુ લાવીશુ ત્યારે તમારા
દાણ આપીશું

---

(૫૦)

સુકન જોઇને સચરજોરે
સુકનમા મળીઓ છે માળીડારે પાખર આપીને પાછો વળીઓરે
સુકનમાં મળીઓ છે ગાધીડારે શ્રીફળ આપીને પાછો વળીઓરે
સુકનમાં મળીઓ છે ડોસીડારે સાવલા આપીને પાછો વળીઓરે

સુકનમાં મળીઓ છે જોશીડારે મુરત આપીને પાછો વળીઓરે
સુકનમા મળીઓ છે સરૈયારે કકુડા આપીને પાછો વળીઓરે

---

(૫૧)

## ઘોડી

લીલી ઘોડીને લીલો ચાબખો, કેસરીસીંગ રાજા
લીલડા જડીત પલાણ બહાદુરસીંગ ચાકરી ચાલ્યા
ઘોડી ચઢી જીઆવરૂ સંચર્યા કેસરીસીંગ રાજા
મોહી રહ્યા ચારે દેવ, બહાદુરસીંગ ચાકરી ચાલ્યા
પ્રથમેને નવનીતલાલ મોહી રહ્યા, કેસરીસીંગ રાજા
બીજેને લાડીલાલજી દેવ, બહાદુરસીંગ ચાકરી ચાલ્યા
અગણેને બાળકૃષ્ણ મોહી રહ્યા, કેસરીસીંગ રાજા
ચોથેને ગણુપતી દેવ, બહાદુરસીંગ ચાકરી ચાલ્યા
લીલી ઘોડી લીલો ચાબખો, લાલ દુધ પીઓની
લીલડા જડીત પલાણ, નાની વરબાડ લીઓની
લીલી ઘોડી ને લીલો ચાબખો, લવેગી ઘોડી
લીલડા જડીત્ર પલાણ, બાદસાહજીએ ફીલ્હી છોડી
લીલી ઘોડીને લીલો ચાબખો, મકોડા કાળા
લીલડા જડીત્ર પલાણ, વીઠ્ઠુજીએ આકડા વાળ્યા

લીલી ઘોડીને લીલો ચાબખો, ચાચડ ચટકાળા
લીલડા જડીત્ર પલાણ માકડજી છો મુછવાળા

---

(૫૨)

**વેવાઇનો માંડવો આવે ત્યારે ગાવાનુ ગીત.**

લીલી ઘોડીને લીલો ચાબખો, ઘોડી ઘણુ ગાજે
લીલડા જડીત્ર પલાણ, વેવણ મારી છદે નાચે
છદે છુદાવ્યા છુદણા, ઘોડી ઘણુ ગાજે
હોસે રગાવ્યા કાળા દાત વેવણ મારી છંદે નાચે,
નાચ્યાની આપીશ નાચણી, ખુદયાની ખોટી બદામ,
વેવણ મારી છદે નાચે

---

(૫૩)

શેરી શેરી ઘુઘરડા વાગેછે, કેઇ ઉમરાવ જાદો આવે છે.
કોઇ જાણકરો પીછાનકરો, પેલા ખાસડીઆ વેવાઇને જાણકરો.
અમારૂ મોટાનુ સાજન આવેછે, તમારો ઉકરડો દેખી લાજેછે.
વેવણ લેજેરે તું સોપારી,
તારે બારણે આવ્યો વેપરી.
વેવણ લેજેરે તુ કુકાવટી,
તારે બારણે આવ્યો નાણાવટી
વેવણ લેજેરે તું સુપડલુ,

તારા ભવનુ તે ભાગ્યુ દુ ખલડુ
અમારી જાનમા આવ્યા પારેખરે,
વેવણ થાળ ભરી લાવો ખારકરે
અમારી જાનમા આવ્યા પારસીરે,
વેવણ માડવે જડાવો આરસીરે,
અમારી જાનમા આવ્વા મુનશીરે,
વેવણ બેસવાને લાવો ખુરસીરે
અમારી જાનમા આવ્યા સીધીરે, વેવણ સીધી દેખીને બીધીરે
અમારી જાનમા આવ્યા હબસીરે, વેવણ હબસી દેખીને લપસીરે
અમારી જાનણીએ પહેર્યા અમરરે,
વેવણ માડવે બધાવો ઝુમરરે
અમારી જાનણીએ પહેર્યા બસમારે,
વેવણને પહેરવા આપોની ચશ્મારે
અમારી જાનમા આવ્યા સાગરીતરે,
વેવણ કોગળા બધાવો પાઘડીરે

---

(૫૪)

## છાંટણુ છાંટતી વખતનુ ગીત

છાટણીઆ ન છાટોરે સાળા
સાળોરે સાળોને વેગણ જેવો કાળો
ખાસડે મારીને હેઠે ઉતારો,

આપીશરે તને ડગલો ને ડોટી
ચરણીશરે તારા બાપની બેટી

---

(૫૫)

## વર પોંકતી ગાવાનું ગીત

વેવણ ઊતરની તુ હેઠીરે, તારે પેટે પડીછે બેટીરે
તારા ચુલા પછાડીરે ગારોરે, તને દીકરી જણ્યાનો વારોરે
તારા ચુલા પછાડી ઇ ટરે તને દીકરી જણ્યાની રીતરે
તુ તો દીકરી જણીજણી થાકીરે, આબાકેરીની પેઠે પાકીરે
તારા ચુલા પછાડી કાદવરે તને દીકરી જણ્યાની આદતરે

---

(૫૬)

સાબેલેન હરગોરે સાસુ સાબેલુ તને ખાડવા જોઇશુ
ઇડીપીડી એનહરગોરે સાસુ, ઇંડીપીડી તને સીરાવા જોઈશુ.
તરાકે ન હરગોરેસાસુ તરાક તને કાતવા જોઇશું
વેલણે નહરગોરેસાસુ વેલણ તારે વણવા જોઈશુ.
સરીઆએ ન હરગોરેસુ સરીઆતો તારા બાપના પરીઆ
રવઇએન હરગોરેસાસુ રવઇ તને વલોવા જોઈશુ

---

(૫૭)

ફુલાણાભાઇની ઠી ગણીને નાઃરે, નહી આવે જીઆવરને લેલાટરે
ફુલાણાબાઈ તમે કેડને ચઢાવોરે, નહી ઊચકાયતો હેઠેને પછાડોરે
હેઠે ઊગ્યે કેળનો ખુપે રે, ફુલાણી વેવણએમાને તમે ઊડોરે

---

(૫૮)

મોટાનુ દળ આવ્યુ દળ આવ્યુ રે માડવામા ન સમાયુ ન સમાયુ રે
જીયાવવરના આવ્યા વીરા, માડવેસેકાવો સીરા,
કેશરીઆ જાન લાવ્યા જાન લાવ્યારે
જાનમાતો આવ્યા મોટા, જળ ભરી લાવો લોટા,
કેસરીઆ જાન લાવ્યા જાન લાવ્યારે
જાનમાતો આવ્યા મીની, મીઠી દેખી વેવણ ગીધી,
કેસરીઆ જાન લાવ્યા જાન લાવ્યારે
જાનમા તો આવ્યા મુનસી, માડવે મુકાવો ખુરસી,
કેસરીઆ જાન લાવ્યા જાન લાવ્યારે
જાદરણીએ પેહેર્યા અમર, માડવીઆને આવ્યા તમર
કેસરીઅ જાન લાવ્યા જાન લાવ્યારે
જીઆવરને ડોકે કડી, માડવામા વેવણ વઢી
કેસરીઆ જાન લાવ્યા કેસરીઆ જાન લાવ્યારે

---

(૫૯)

એક કેવડો જગ જેવડોરે
એ કેવડાનુ નહીં મુલરે એ કેવડે રાતા ફુલરે
અમારે મોટાનું સાજન આવશે, તમારો માડવો દેખીને લાજશે
અમારા હાથી ઉતારો હાટ શેરી અમારા ઘોડાને ઘોડાની ઘોડારરે
અમારા જાનૈયા ઉતારો રંગ મહેલરે જાદરણી ને અવાસ કૈલાસરે
અમારા જાનૈયાને જમાડો ખાજા લાડવા, જાદરણીને ગળ્યો કસારરે

---

(૬૦)

એકલીલી તે લીલી લીલડીરે, લીલડા જડી પત્ર પલાણ ભલેભલે
કેરે આવ્યોરે રાણોરાંજીઓરે, નથી આવ્યોરે સુલતાન ભલેભલે
કન્યાએ બાપને પૂછીયારે, નગરીમા આવડા શાશોર ભલેભલે
વીરા આવ્યારે શત્રુઘનતણારે, કુવરઆવ્યારે સત્યવાન તણારે તેઓ સેર આવડા શા રંગ ભલેભલે
ભત્રીજા આવ્યારે ફલાણાભાઇ તણારે, ભાણેજ આવ્યારે ફલાણાભાઇ તણારે, તેઓસેર આવડા શારંગ ભલેભલે

---

(૬૧)

એક લીલી તે લીલી લીલડીરે, જગ લીલડી
લીલા જડિત્ર પલાણુરે જગ લીલડી
અમારા જાનૈયા ઉતારો વાડી બગલા,
જાદરણીને રૂડા રગ મહેલ જગ લીલડી
અમારા જાનૈયા જમાડો મેસુર હલવા,
જાદરણીને રૂડા પકવાનરે જગ લીલડી
અમારી જાનમા આવ્યા સાજન મોટા મોટા,
વેવણુ જળી ભરીને લાવો લોટારે મોટા જગ લીલડી.

---

(૬૨)

**વરરાજા માયરામાં બેસવા જાય ત્યારે ગાવાનું**

જીયાવર અરણુ મરણુ કરી ચાલ્યારે,
જઇને સાસુની સોડમા બેઠારે
સાસુ તારૂ મોટુ પુન્યરે, તુ તો જમાઇ પામી રતનરે
તડકે બેસીને તપ કીધારે
ત્યારે અમારા મોટાના કુવરને પામ્યારે

---

(૬૩)

**કંસાર ખાતી વખતનું ગીત**

છોરીને ગળ્યોરે કસાર ન ભાવેરે, છોરીતેલ ને તુવેર ચાવેરે
છોરી તે કાચે માગ્યુ પાનરે, તારો બાપ તે રખડયો ગનરે,

છોરી તે કાયે માગ્યો કાથો રે તારો મામો અહીંયાથી નાઠોરે.
છોરી તે કાયે માગ્યો ચુનો રે, તારો વીરો તે હૈયાનો સુનોરે.
છોરી તે કાયે માગ્યા અડધારે, તારા માડીએ ખાધા ગડદારે.

---

( ૬૪ )

ઊંચે ટીંબે કારેલા વેડાયા મારા જીયાવરરે
વીંટી જોડા ગમે તો જમાડો મારા જીયાવરરે
નહીંતર એની વીંટી પાછી આપો મારા જીયાવરરે
આજકાલ કયા ભાઇ વેચાય મારા જીયાવરરે
છોકરા છૈયા વ્યાજમાં ડુલી જાશે મારા જીયાવરરે
આજકાલ ફલાણી વેવણ વેચાશે મારા જીયાવરરે
ત્યારે અમારી વીંટી પુરી થાશે મારા જીયાવરરે

---

( ૬૫ )

## મંગળફેરા ફરતી વખત ગાવાનું ગીત.

આગળ મારા જીયાવર ચાલે ને પાછળ છોરી દોડરે,
કાએ છોરી તુ કાએ દોડ તારી માને કામણુ આવડે,
કૈ'તીક આવડે.

હથેલીમાં હરણુ નચાવે ને જગમાં દીવડા બાળેરે,
કામણુ કરીને ફલાણી વેવણુ ઉપરવાડે નાઠારે
નાસતા ને ખોસતા એનો છેડલીઓ ભરાયોરે

વાડરે ઓળગતા એને પગે કાટો ભાગ્યોરે
સુરત શેહેરના વાલદા તેડાવો ને પગનો કાટો કડાવોરે
માણેકચોકમા માહેરા બધાવો ને ચકલા વચ્ચ ચારીરે
ડાકેણુ સાકેણુ મગળ ગાશે ને ભુત વળાવા જાશેરે
ભુતને તો આણા આવ્યા ને પ્રેત પરણી જાશેરે
પ્રેતના તો પેટમા દુખ્યા ને ઝાપડા લઇ ઘેર જાશેરે
ઝાપડાને તો તાવ આવ્યો ને જીયાવર ઘેર લઈ જાશેરે

---

(૬૬)

## માયરા આગળ ગાવાનુ ગીત.

આજ સખી આણદ વધ્યો મારા મનમારે
વેવા તે મળીયો વૃદાવનમારે વરઘોડે ચઢીયા સે આનદ તનરે
સાબેલા સોહી એને બાળમુકુદરે વરઘોડે ચઢીઆ આનદકારીરે
પોકવા આવ્યા કન્યાની માડીરે પેરણુ લાવ્યા રેશમની સાડીરે
જમણા હાથમા લાવ્યા ઝારીરે, ડાબા હાથમા લાવ્યા થાળીરે
સખીઓ સોનાનોએ સપુષ્ટાકરે, હવેહરીના હરગીને તાણોનાકરે
સંપુષ્ટ શીરપરથી ઊતારોરે, હવેહરીને માયરે બેસાડોરે
મામાજી કન્યાને પધરાવોરે, લાવીને માચી ઊપર બેસાડોરે,
હવે ત્યાતો પડીયાને તેરેગાઠરે, હવે ત્યાતોહોયરે ત બોળટોછાટેરે,
રત્ન કચન ત્યા દીવડાઝળકેરે, કન્યાહાથે ચુડાનેકંકણુ ચળકેરે
વરદેખી હરખ્યુછે માહેરૂરે કન્યા દેખી હરખ્યુ છે સાસરીયુરે

રૂક્ષમણી મૈયેરીએથી આવ્યારે, સાસુપુછે પગે લાગણુ શુ લાવ્યારે
હું તો મારાપુન્ય થકી વર પામીરે, નથીએમા કોઇ રીતની ખામીરે
નથીમારા બાપ એ વરસોધ્યારે, નથીમારી માડીએ એવર પોકયારે
નથી મારા વીરાએ છાટણીઆ છાટયારે, નથી મારી ભાભીએ
હાથે વાળા વાટયારે,
મામાએ પુન્યેને પધરાવ્યારે, પુન્યના પાનેતર વણાવ્યારે
કાકાએ કુળ જોઈ કન્યા દીધીરે, કોડના કોકરવા ઘડાવ્યારે
માતા મે તો દેવને ચઢાવ્યા ગજરારે, તે પુન્યે વાસુદેવ સરખા
સસરારે
માતા મે તો દેવને ચઢાવ્યા જાસુરે, તે પુન્યે દેવકીજી સરખા સાસુરે
માતા મે તો દેવને ચઢાવી હળદીરે, તે પુન્યે સુભદ્રા સરખી નણદીરે
માતા મે તો દેવને ચઢાવ્યા હારરે, તે પુન્યે કૃષ્ણ સરખા ભરથારરે

---

(૬૭)

જીઆવર પાટ બેઠા ડોલે, નવરગી વીજણોરે
માગે વીટી જોડ ચાર, નવ રંગ વીજણોરે
.. ફેલાણુ ભાઇ કયા થકી લાવે નવ રગ વીજણોરે
કયા ભાઈ રાતે ખાતર પાડે નવરંગ વીજણોરે
...... એટલે જાગ્યા ઝવેરી બાપ નવરંગ વીજણોરે
અર્જુનલાલને ચોર કરી બાધ્યા નવરગ વીજણોરે
... મહીન્દ્રલાલ છોડાવે ઘેર જાઉં નવરગ વીજણોરે

(૬૮)

અમે દરાખ ચારોળી મેવારે, અમે આવ્યા તે વહુ વર લેવારે
અમે વહુ વર લઇ ઘેર જાશું રે, તમે રહેશો તે મોડા વકાસીરે
અમે આવ્યા તે વરની બેનરે, તમે રહેશો તે એમના એમરે
અમે આવ્યા તે વરની માસીરે, તમે રહેશો તો મોડા વકાસીરે
અમે આવ્યા તે વરની ફોઇરે, તમે રહેશો તે આસુડા લોઇરે.

---

(૬૯)

ઝારા ઉપર ઝારીરે ભાઈ ઘેર જઇએ વહુ થઇ અમારીરે
ભાઇ ઘેર જઈએ
અમારા કહ્યા કરશેરે ભાઇ ઘેર જઇએ
એની માના મો પર અધસેરે ભાઇ ઘેર જઈએ

---

(૭૦)

## સાડી ઓરાડે ત્યારે ગાવાનુ ગીત.

જુઓ જુઓરે લોકો આ સાડી, એતો મોટાના ઘરની
આ સાડી
એતો ઓઢાડનારી છે દમોદમ, ઓઢનારીમાં નથી કાંઇ ઢંગ
જુઓ જુઓરે લોકો આ સાડી, એતો મોટા ઘરની આ સાડી
એતો ઓઢનારી છે લાલગુલાલ, ઓરાઢનારી છે દેશનો
ઊતાર,

(૭૧)

કોરી મોરી ગાગરડીને સોપારીનો કટકો, મોસાળ લગન તેમાં
ફલાણીનો શો લટકો,
વેવા વીતશે, કાઢી મુકશે, નાક વઢાયે ચટકો.
સોનાની સળાઇ એન માડવે રમતી જાયરે, ફલાણા વેવાઇનુ નાક
વઢાયુ જાન ભુખી જાયરે,
છોકરા રડશે, મારવા પડશે, મોટા દેશે ગાળરે.

---

(૭૨)

ચાદોરે પટ દઇ ઊગીયો, ઊગ્યો ઉગ્યો માઝમરાત,
ચાદેરે કીધુરે ચાદરણું કોને તે પરસાળ
જીત્યારે જીત્યારે જીયાવર જીત્યા ઉપર ઢોલ વગડાવો.
હાર્યારે હાર્યારે ફલાણા વેવાઇ ઊપર હાહ્ના ફોડાવો
ઘીએ તાવ્યારે વીસ તાવડા ઊપર વળી આરે પીણુ
જીઆવર કુંવર પરણાવતાં, દુશ્મન ખાય અફીણ,
આરે સુરત શહેરને ચૌટેરે, માગી ન મળેરે છાસ
અરે પીજારારે ફલાણાએ અણુ માગી આપીરે આજ.
જીત્યારે જીત્યારે જીયા વર જીત્યા ઊપર વાજા વગડાવો
હાર્યારે હાર્યારે ફલાણા વેવાઇ ઊપર ગધેડા ભુકાવો
લોક બેસતારે ઓટલે' એ વર નહીંરે પરણેસ
એજ લોકોના દેખતાં જીયા વર પરણીને જાય.

આરે સુરત શહેરને ચાટે માગ્યો ન મળે લોટ
જીયા વર કુવર પરણાવતા દુશ્મન કરડેરે હોઠ

---

(૭૩)

**કન્યા વળાવતી વખત ગાવાનુ ગીત**

તમારી નાની મોટી સભાળીને, લેજોરે અમારારે
જાનૈય'ને દોશ ન દેશો.
ફલાણી બેન સાસરે જાયજોરે સોહિરગ, માડી વળાવવાને
જાયજોરે સોહેરગ'
બાપને દોને આશીશ જોરે સોહે રગ, વીરાને અવિચળ ઘાટ
જોરે સોહે રગ
બેન વળવ'ને જાય જોરે સોહિરગ,
ઊપર મુજબ નામ દઇને ગાવુ

---

(૭૪)

છોરી તારૂ અણુવરીયુ કાડી મેલ કે અણુવરીયુ લજવાયુ રે
છોરી તારા ભાઇને કાડી મેલ કે અણુવરીયુ લજવાયુ રે
નાક સામુ જોઊ તો નકડુ દેખાય કે અણુવરીયુ લજવાયુ રે
પગ સામુ જોઊ તો લગડુ દેખાય કે અણુવરીયુ લજવાયુ રે
હાથ સામુ જોઊં તો ઠુઠુ દેખાય અણુવરીયું લજવાયુ રે

(૭૫)

તારા ઢીંગલા પોતીયા લેને લાડી ચાલ હવે વેહેલી
મારૂ સાજન ખોટી થાયરે લાડી ચાલ હવે વેહેલી
તારો ભાઇ ભઠીઆરોરે લાડી ચાલ હવે વેહેલી
તારી બેન ચેણુરે લાડી ચાલ હવે વેહેલી
તારી મામી માછેણુરે લાડી ચાલ હવે વેહેલી
તારી કાકી કોલણુરે લાડી ચાલ હવે વેહેલી.

---

(૭૬)

ખારી કુઇના બે પાટીયારે મીઠી ફોઇના બે બોલડારે
જે બોલ બોલ્યા હતા ફલાણુરે તે બોલ ચઢયા પરમાણુરે
જે બોલ બોલ્યા હતા ફલાણુરે તે બોલ ગયા ગુની ખાડમારે
ઉપર મુજબ નામ દઇને ગાવુ

---

(૭૭)

છૈયારે છોકરારે ફલાણી બેનને કોઇ ગાશો નહીં.
એતો બેગમની બલાડી છે, બે ગોળીનો ચડવો છે.
જીયા વેરની માસી છે, લાડવાઇની કાકી છે

---

(૭૮)

કડકડી આળડી વીંટીરે, બેન ફલાણુભાઈની બેટીરે

બાપે તે ધરમેને પરણાવ્યા રે, ધરમના ધરણીઆ ઘડાવ્યારે,
કાકાએ તે કોડે પરણાવ્યા રે, કોડના કોકરવા ઘલાવ્યાંરે,
મામાએ પુન્યેને પધરાવ્યારે, પુન્યના પાનેતર વણાવ્યાંરે,
ફુલાણી વેવણુને ચોટી દીધાની ટેવરે, ચોટી દેશેને લાડવાઈ રડશેરે
ફૂલાણુાને મીજાસ કરવાની ટેવરે, મીજાસ કરશેને લાડવાઈ રડશેરે
ફુલાણાને થોડુ બોલાની ટેવરે, થોડુ બોલશેને લાડવાઇ રડશેરે

---

(૭૯)

કન્યા વળાવીને આવતી વખત ગાવાનુ ગીત

માડવે ફટક અજવાળારે દીવડી કયા ગઇરે
આવ્યો હતો નગર ધુતારો કે લાખેણી બાડી લઈ ગયોરે
આવ્યો હતો સુરત શહેરનો ચોર કે લાખેણી લાડી લઇ ગયોરે

---

(૮૦)

વહાગીરીને દહાડે ગાવાના ગીત.

પ્રથમે શ્રી ગણુપતીના નામ લીજે, પછી તો વેવાનો
આરભ કીજેરે
ગણુપતીને બેસણે માડોને માટ, લાડવાઇ પેહેરે કોરા ઘાટરે
ગણુપતીને ચડાવો કરેણુ, લાડવાઇ પહેરે કોરા ઘરેણારે
ગણુપતીને ભાવે ઘી ગોળ ને ભાખરી, લાડવાઇ કરે
ગણુપતીની ચાકરીરે,

ગણુપતીને દુધ કુર પીરસો કસાર, લાડવાઈ જીત્યાં તે
સઘળો સંસાર
ગણુપતીને બેસણે માડોની મુડા, લાડવાઇ પહેરે તે કોરા ચુડારે
કાળી બાણીરે લાડવાઇ, તમારા સાકળા ઘણેરા હેજોરે
પીળી બાણીરે લાડવાઇ, પીયુ સાથે પ્રીત ઘણેરી હોજોરે
રાતી બાણીરે લાડવાઈ તમારામા રાજ ઘણેરાં હેજોરે
લીલી બાણીરે લાડવાઇ તમારામા લીલા ઘણેરી હોજોરે
ધોળી બાણીરે લાડવાઇ તમારામા ધન ઘણેરૂં હોજોરે,
લાડવાઈ પરણીને નીચુ જુએ નીચા આબલીયા શા મોહ્યારે
જીયાવર પરણીને ઉચુ જુએ ઉચા તાડલીયા શા મોહ્યારે
લાડવાઈ ગોરા ગોરારે, ગોરા ગોરા ગોકુળીઅમા રમતારે
ગારા ગોરા મા એને ધવડાવ્યારે ગોરા ગોરા ફોઇએ નામ પાડયારે
ગોરી બેને હાલેરા ગાયારે, ગોરા બાપે તે રમાડયારે
જીયાવર કાળા રે કાળા, કાળી કરજાળીમા રમતારે
કાળી માએ તે ધવડાવ્યારે કાળી ફોઇએ નામ પડયારે
કાળી બેને હાલેરા ગાયારે, કાળા બાપે તે રમાડયારે

---

(૮૧)

વાડકી વાડકી વાડકી નર નાગરવેલ ફલાણુાની બૈયર લાડકી
નર નાગરવેલ
આંબાં તે પટીઆ પડાવજો નર નાગરવેલ, સાળુએ તે મોડા

ધોવડાવજો નર નાગરવેલ,
ફેન્સી અંબોડા વળાવજો નર નાગરવેલ, સુબાઈની વેણી
મગાવજો નર નાગરવેલ
મોડા પર તે પાઉડર લખાવજો નર નાગરવેલ, ઉપરથી ચશ્મા
પહેરાવજો નર નાગરવેલ
ફેન્સી બદન પેરાવજો નર નાગરવેલ, ગજવામા રૂમાલ
અપવજો નર નાગરવેલ
આછા તે સળુ પડેરાવજો નર નાગરવેલ, હાથમા ઘડીઆળ
બધાવજો નર નાગરવેલ
હાથમા છત્રી અપાવજો નર નાગરવેલ પગમા તે બુટ
પહેરાવજો નર નાગરવેલ
વળી રૂમાલમા સેન્ટ છટાવજો નર નાગરવેલ, એટલુ કરીને
ગોરી આવજો નર નાગરવેલ
પાલખીએ બેસીને આવજો નર નાગરવેલ
વેવાઇને માડવે નચાવીશુ નર નાગરવેલ
નાચ્યાની આપીશ નાસરી નર નાગરવેલ, ખુદ્યાની ખોટી
બદામ નર નાગરવેલ,

---

(૮૨)

અમારૂ રે જીરૂ ને તમારી વરીઆળી એ બેઉને
પરણાવો વેવાઇઓ

અમારારે ફલાણાભાઈ ને તમારીરે ફલાણી વહુ એ બેઉને
પરણાવો વેવાઇઓ,
સંપેરે ચાલો નવી પ્રીત કરીએ, નવી પ્રીન કરીએ નવે
ઘેર જઇએ,
સુરત મુકીને મુંબાઈ જઇએ, ફલાણી સાસુ મુકીને ફલાણી
સાસુ કરીએ.

---

(૮૩)

અમે કાસીના લોકો હરી ભજ લો
અમે ગાતા નહીં હતા હરી ભજ લો
ફલાણીએ ગાઇને ગવડાવ્યા હરિ ભજ લો

---

(૮૪)

અમદાવાદી છાયલા બરાનપોરી છીંટ,
કુવા કાઠે કેવડો તે વાએ વાકો થાય
જીઆવરના બાપનો હથ્થી દોડયો જાય, જીણા મારૂજી હોર જ
રાબાની ટોયલીને હીંગનો વઘાર,
જીયાવરના બાપ તો દેશના સરદાર, જીણા મારૂજી હોરાજ,
ગોપીપરાને ચકલે ગડગડ ઘેડવેલ જાય
માહે નાખો ચુંદડી લાડકડી સાસરે જાય, જીણા મારૂજી હોરાજ
કાદવની તોડીને કાદાનો વધાર,

નવી વહુના બાપ કાકા દેશના ઉતાર, જીણા મારૂજી હોરાજ
સુરત શહેરને ચકલે ગડગડ ગાડા જાય
માહે નાખો સાદડી ફુલાણી વેવણ નાતરે જાય, જીણા
મારૂજી હોરાજ
ઓરડામા સસરા પરસાળે દીએર જેઠ
હળવે હળવે ચાલો ગોરી પગની વાગે ઠેસ, જીણા મારૂજી હોરાજ

---

(૮૫)

ભલા ગાજે છે, ભલા વરસે છે ભલા તાપી કરાડા ધરસે છે
કેળ પાણી તે ઉનેરા થાય છે મારા કયા ભાઇ કેડ ધોવા જાય છે
કેડ ધોઇને વહેલા આવે છે પેલા વેવાઈ તે પેરામણી પેરાવે છે
હમારા સાલને સેલા મુકાવે છે એના ભવના મસોતા ઓરાડે છે

---

(૮૬)

દાબડે કંકુડા ઘોળાયરે વહુવારૂ તમને આછી આછી પીચળ કડાવું
તારા બાપનુ ઘર મુકરે વહુવારૂ તને સસરાનું ઘર બતાવુ
તારી માડીની સોડ મુકરે વહુવારૂ તને સાસુની સોડ દેખાડુ
તારી દાદીનાં હેત મુકરે વહુવારૂ તને ડોસી સાસુના
તસકા દેખાડું
તારી ફોઇના આંસા મુકરે વહુવારૂ તને શ્રી દેવીના હેત દેખાડું

---

(૮૭)

જેવો ચદ્રમાનો ઉલ્લાળો મેઘાડબર ગાજે
તેવો ફલાણીનો પુલાવો મેઘાડબર ગાજે
સારી સારી રીતભાત કરીશુ મેઘાડંબર ગાજે
રીતભાતની કહાડી ભડરે મેઘાડંબર ગાજે
ફલાણી વેવણનુ નાક વાહાડો મેઘાડબર ગાજે
નાકે કીધી રસી મેઘા ડબર ગાજે
પ્રલાણી વેવણનુ નાક વાડો ઘસી મેઘાડબર ગાજે
નાક તે ઉપર ઉગ્યો પીલોરે મેઘાડબર ગાજે
પ્રલાણી વેવણને કાડો ટીલોરે મેઘાડબર ગાજે.
ઉપર મુજબ ફેરવીને ગાવુ

(૮૮)

સોહે રથનાગર કેવડો બે લાલ
કેવડે રાતા પુલ મેરે લાલ, કેવડાનાં નહીં મુલ મેરે લાલ
આગળથી ફલાણી વેવણ કુલતા બે લાલ
સારી સારી સાડીઓ આપીશુ બે લાલ સાડીની કાડીભડ મેરે લાલ
ફલાણી વેવણનુ નાક વાડો ચડ મેરે લાલ।

(૮૯)

સોનેકી સીસી બાવા રૂપેકા પ્યાલા, મધ પીઓ માસ લાડવાઇ
મત બાલા કે ચાલો સોદાગર લોકો સાહુ જોવા જઇએ.

સાહુ જોવા જઇએ બાવા રાહુ જોવા જઇએ, પેલારે વેવાઇના પવાડા ગાઇએરે ચાલો.

પવાડા ગાઇએ તે શાને મ ટે, વરઘોડો અ ધારે લઈ આવ્યા તે માટે, ચાલો.

રગ રસ મહોલમા મુકી છે આરસી, પેલી વેવણને લઈ ગયા પારસી, ચાલો સોદાગર લોકો સાહુ જોવા જઇએ.

---

(૯૦)

## વહુવર ઘેર આવે ત્યારે પોંકતી વખતનુ ગીત.

જશોદાજી પુરણ ભાગ્ય તમારારે બારણે ઉભા વહુવર તમારારે
પોકી લ્યો વહુ વરને ઘરમારે, કાકણ ઝળકે છે વહુના કરમારે
છળકતી વહુને છોગાળો આવેરે, વસુદેવના મદીરમા સોહાવેરે
જસોદાજીએ ભર્યા ભ ડાર ઉઘાડયારે, વરવહુને સોળે સણગાર પેરાવ્યારે.

ઉપર મુજબ ઘરનાના નામ દઇને ગાવુ

---

(૯૧)

## વહુવર ઘેર લઈ જતી વખતનું ગીત.

જીરે સરસ્વતી સ્વામીને વીનવુ, જીરે ગણપત લાગવું પાય સીંદુરીરે ચુદડી.

જીરે માસે કાતીરે કોકડી જીરે છ માસે કાત્યું પાસેર સીંદુરીરે ચુદડી

જીરે વાણો ઘણો છે રે માળવે જીરે તાણો પુર્યો ગુજરાત
સીંદુરીરે ચુદડી
જીરે રંગરેજ વાડેરે રગાઇ, જીરે રંગરેજ બોલ્યા બેલ,
સીંદુરીરે ચુદડી
જીરે આવોને બેન બેસો ઓટલે, જીરે કેવી પડાવીશુ ભાત
સીદુરીરે ચુદડી.
જીરે માળવે હસતીરે પુતળી, જીરે ખાજલી ઓની ભાત,
સીંદુરીરે ચુદડી
જીરે કયાભાઇએ ચુદડી વસાવી જીરે કયાભાઈએ ખરચાવ્યા
દામ, સીંદુરીરે ચુદડી
જીરે ઓઢી પેહેરી નવી વહુ સચર્યા, જીરે પૂછે નગરના
લોક, સીંદુરીરે ચુંદડી

---

(૯૨)

માતા લેવા જાય ત્યારે પુજા વખતનુ ગીત
રાદેલમાનો સરોરે સોરભતો
રાદેલ પુજા કોણે કરીરે
ફલાણાભાઇની ફલાણી વહુ તો રાદેલ પુજા કરીરે

(૯૩)

માતા લઇ આવતી વખતે ગાવાનુ ગીત

રાણી રાંદેલ આવતા જાણુતીરે, હુતો સેવના પાટ મડાવતીરે
હુતો નાળીએરે અરઘ દેવડાવતીરે, હુતો દુધડે ઊમરા
ધોવડાવતીરે
હુતો ઘીના દીવડા અજવળતીરે, રાણી રાદેલ આવતા જાણુતીરે

---

(૯૪)

પુછલડું કયા વળગ્યુરે મારા કુવર કોડીલા

એરે પુછલડાને ચાક જોઈશું, ચમરી જોઇશુ, ગોફણીએ
હીરની દોરીરે, મારા કુંવર કોડીલા.

એરે પુછલડાતે સાડી જોઇશુ, બદન જોઇશુ, રૂમાલનો
નહીં પારરે, મારા કુવર કોડીલા.

---

(૯૫)

**મીંઢળ છોડતી વખતનું ગીત**

તારી દોરડીઓ દશ ગાઠકે લાડી દોરડો નવછુટે
તારા બાપનો બાપ તેડાવકે લાડી દોરડો નવછુટે
તારો ભાઇ ભઠીઆરો તેડાવકે લાડી દોરડો નવછુટે
તારો મામો માછી તેડાવકે લાડી દોરડો નવછુટે
તારો કાકો કોળી તેડાવકે લાડી દોરડો નવછુટે

તારી બેન ચેણુ તેડાવકે લાડી દોરડો નવછુટે

(૯૬)

આવા ઊનાળાના દહાડાકે છોરી વીજણોકા ન લાવી
આવા ચોમાસાના દહાડાકે છોરી છત્રીકા ન લાવી
આવા સીયાળાની દહાડાકે છોરી ગોદડાકા ન લાવી
મારા જીયાવર સુવાળાકે છોરી વીજણોકાં ન લાવી
મારા જીયાવર સુવાળાકે છોરી છત્રીકા ન લાવી
મારા જીયાવર સુવાળાકે છોરી ગોદડાકા ન લાવી

(૯૭)

### આરતી

મારેતે આગણે કુઇરે રન્યાદેવ, ધુટણસમ ણા પાણીરે રન્યાદેવ
ધાટડીઆળા નાહવારે બેઠા, આદિતની ઘર નારરે રન્યાદેવ
ઊઈરિંગ તુઇ રંગલાલ કોસબો, મથુરામા મોધેરો વેચાયરે રન્યાદેવ
કેળ કાતળીઆને આબાપાતળીઆ, ખડબુચા છોલાયરે રન્યાદેવ

(૯૮)

માટલીએ મગદાળ પોસભરી ચોખા ઓરીઆરે,
આદીતને જમવાનો વાર, રાણીરાદેલ આલ્યા રૂસણેરે
રૂસણે ન જઇએ ઘરની નાર, પોતીકાં ઘર રળીઅ મણારે

રાધીએ સાકને દાળ પીયુરે, પ્રીછવીએ પોતા તણારે,
રાધીએ સાકને દાળ છોરૂ જમાડીએ આપણારે

(૯૯)

મારી આગળી ઘાટી રાદેલ પુજા કરતારે
મારા ચીર ચીગટાયા રાદેલ પુજા કરતારે
મારી છાબડીઓ ઘસાઇ રાદેલ ફુલડે વધાવતારે
અઓડા રે લચીઆ રાદેલ પાય પડતારે
હુ તો જાઉંરે કાસી ત્યારે જઇતે તપ કરૂરે
માગુ ધણીઓના રાજ અખડ હેવાતન ઘાટડીરે
માગુ પુત્ર પરીવાર વહુ આવે પાય લાગતીરે

(૧૦૦)

પાન ફુલે ભરી છાબ તો અગરની દાબડીરે
આદીતને જમવાનો વાર રાદેલ રાધ્યા રાધણારે
બાસઠ દીધારે વધાર ચોસઠ રાધ્યા રાધણારે
ઊઠો રે સ્વામી ભોજન કરો હું છડી રે ઊતાવળીરે
આદી તને ચઢી રીસ રાદેલ માર્યો સોટીએરે
રાદેલને ચઢી છે રીસ મહીએર ચાલ્યા રૂસણેરે
લીધા આગલાં ટોપી રામૈઆ લીધા પારણારે
દીએર મનવા જાય ભાભી કેવા રૂસણારે

તમ વિના સુના અવાસ રામૈઆ વીના સુના પારણારે
તમ આવે વસે અવાસ રામૈઆ વસે પારણારે

---

## આરતી

(૧૦૧)

નાળીએર દીજેરે વિપ્રને છે રૂડાને કાજ રન્યા દેવ
ચલ્લીએ ચલ્લાને વારીયો, એ ઘેર માળો ન ઘાલ્લા રન્યા દેવ
જોસેણે જોગીને વારીયા એ ઘેર જોગન જોગો રન્યાદેવ
એ ઘેર વાણીઆ વસે, કણુવટ અપવિત્ર હોય રન્યાદેવ
સસરાએ દીધારે મેણુલા, અમકુળ વાધ્યો વંશ રન્યાદેવ
સાસુએ દીધારે મેણુલા રસોઈ અપવીત્ર હોય રન્યાદેવ
જેઠેરે દીધારે મેણુલા, દેરાસર અપવીત્ર હોય રન્યાદેવ
જેઠાણીએ દીધારે મેણુલા, વડ સાથે વાજ કહેવાશો રન્યાદેવ
દીએરે દીધારે મેણુલા, ભાભી બુસેટીઆના કોડ રન્યાદેવ
દેરાણીએ દીધારે મેણુલા, ભભીજી ભત્રીજીના કોડ રન્યાદેવ
નણંદે દીધારે મેણુલા, ભાભી રાખલડીના કોડ રન્યાદેવ
સ્વામીએ દીધારે મેણુલા, ઢીંગી સોબાર ન માય રન્યાદેવ
પાગટે મેલ્લોરે પણુકા, સોડમા રમે બે સાંપ રન્યાદેવ
અઢીગજ જોઈશેરે કાપડુ, ત્રણ ગજ કેડનો લાક રન્યાદેવ
રડતી રસમસતીરે નીસરી, જઈ ઉભી બાપ અવાસ રન્યાદેવ
બાપે તે પડો વજડાવીઓ, માડીએ ન કહ્યાં મારાપેટ રન્યાદેવ

ભાભી ન લાગ્યારે પાવલે, વીરાએ ન કર્યાં પ્રણામ રન્યાદેવ
બેનરે બેઠારે ગોઠડી સૈયરે ન પુછી રે વાત રન્યાદેવ
રડતી રસમસતીરે નીસરી, જઈ ઉભી સરોવરની પ ળ રન્યાદેવ
ભર્યા રે સરોવર સુકાઇ ગયાં, બગલા દીએરે શ્રાપ રન્યાદેવ
રડતી ગ્સ મસતીરે નીસરી, જઈ ઊભી આબલીઆની ડાળ
રન્યા દેવ
ફળ્યો ફુલ્યો આબો સુકાઈ ગયો, કોયલ દીએરે શ્રાપ રન્યા દેવ
રડતી રસ મસતીરે નીસરી, ઊભી મુળરાજ અવાસ રન્યાદેવ
મુળરાયે આપ્યારે મુળીઆ, ભાણે આપ્યા ભાણ દેવ રન્યાદેવ
સુરજે આપ્યોરેસુરીઓ, આદીતે આપ્યા રૂડા પુત્ર રન્યાદેવ
હસતીને રમતીરે નીસરી, જઈ ઉભી આબલીઆની ડાળ રન્યાદેવ
સુકોરે આબોરે લેરાલે, કોયલ દરે આશીષ રન્યાદેવ
હસતીરે રમતીરે નીસરી, જઇ ઉભી સરોવરની પાળ રન્યાદેવ
સુકારે સરોવર લેગલે, બગલા દેરે આશીષ રન્યાદેવ
હસતીને રમતીરે નીસરી, જઈ ઊભી બાપ અવાસ રન્યાદેવ
બાપે તે પડોરે વજડાવીઓ, માડીએ કહ્યા મારા પેટ રન્યાદેવ
ભાભીતે લાગ્યારે પાવલે, વીરાએ કર્યા પ્રણામ રન્યાદેવ
બેનરે બેઠારે ગોઠડી, સૈયરે પુછી બે વાત રન્યાદેવ
સસગએ કહાવીરે મોકલ્યા, વેલ મોકલાવુ કે પાલખી રન્યાદેવ
શુ કરૂ વેલને પાલખી, સાલે તમારા બેલ રન્યાદેવ
હસતીને રમતીરે નીસરી, જઈઊભી સસરા અવાસ રન્યાદેવ

અસરાએ વાળ્યારે મેણુલા, અમકુળે વાધ્યો વસ રન્યાદેવ
સાસુએ વાળ્યારે મેણુલા, રસોઈ પવિત્ર હોય રન્યાદેવ
જેઠે તે વળ્યારે મેણુલા, દેરાસર પવિત્ર હોય રન્યાદેવ
જેઠાણીએ વ ળ્યારે મેણુલા વડનાતે પુત્રવતી રન્યાદેવ
દીએરે વાળ્યારે મેણુલા, પોતા ભુસેટીઆના કોડ રન્ય દેવ
દેરાણીએ વાળ્યારે મેણુલા, પોત્યા ભત્રીજાના કોડ રન્યાદેવ
નણુદે વાળ્યારે મેણુલા, પોત્યા રાખલડીના કોડ રન્યાદેવ
સ્વામીએ વાળ્યારે મેણુલા હવે થઇ પાતળી છોગ રન્યાદેવ
અધગજ જોઇશેરે કાપડુ, સવાગજ કેડનો લક રન્યાદેવ
પાગટે મેલો પછેરડા, સે ડમા રમે રૂડા પુત્ર રન્યાદેવ
લીંપ્યાને ગુપ્યારે ઓરડા, પગલ તે સીધરાજભાઇ પ ડે રન્યાદેવ
સુખડી કરી કરી ઘર ભર્યા, રાડા તે કોણ કરેશ રન્યાદેવ
ચોખ્યા પખાળ્યારે આવલા, મુખડા તે ફુલાણાના લોહે રન્યાદેવ
સરોવર પાણીડા સ ચર્યા, છેડા તે માહદેવ પ્રસાદ ઝાલે રન્યાદેવ
ચલ્લીએ ચલ્લાને મોકલ્યો, એ ઘર માળો ઘાલો રન્યાદેવ
એઘેર છોરૂડાવસે, ચલ્લી ઘણારો પામે રન્યાદેવ
જોસેણે જોસીને મોકલ્યા, એતેર જોસ જોજો રન્યાદેવ
એ ઘેર છોરૂડા વસે કણુત્રટ પવિત્ર હોય દન્યાદેવ
નાળીએર દીજેરે વીપ્રને, છોરૂડાને કાજ રન્યાદેવ



( ૧૦૨ )

ચ દન ભરી છે તળાવડી, મોતીડે બાંધી છે પાળરે
રન્યાદેવની આરતી
ઇશ્વર ધુએરે ધોતીઆ, પાર્વતી પાનીડા નીહારરે
રન્યાદેવની આરતી
હળવે ધુઓરે સ્વામી ધોતીયા, છ ટાએ દક્ષણીના ચીરરે
રન્યાદેવની આરતી

---

( ૧૦૩ )

માતા વાડીમા રેલછેલ મોગરો, માતા અમને આપોરે કોદાળી
હુ તો વાડીએ રોપવાને જાઉ, રન્યાદેવની આરતી
માતા હમને આપોરે ઘડુલો, હુ તો વાડીઓ સીંચવાને જાઉ રે
રન્યાદેવની આરતી
માતા અમને આપોરે દાતરડી, હુ તો વાડીએ નીંદવાને જાઉ રે
રન્યાદેવની આરતી
માતા અમને આપોરે ટોપલી, હુ તો ફુલડા વીણવાને જાઉ રે
માતા અમને આપોરે દોરીઓ, હુ તો ચોસર ગુથીને લાવુ રે
રન્યાદેવની આરતી
મારા રાંદેલ માને કાજ, રન્યાદેવની આરતી



(૧૦૪)

તાબા તે કેરા તરભાણા, કૃષ્ણજીએ આબો રોપીઓરે
આબો દુધડે સીંચાય જેમ આવે ઝીણી કુપળીરે
ઝાજરીઆ વડ હેઠ સાસર વાસણી વીસમેરે
રોઇ રોઇ ભર્યારે તળાવ ડુસકે ભર્યારે બે કોડીયાંરે
તાપીરે વેળુરે માત આદીતે રથ ખેડીઆરે
રથે બેસી પુછેરે વાત કેમ રૂએ સાસર વાસણીરે
કેરે તારૂ મૈયર દુર કેરે તારી સાસરી દોહલીરે
નથી મારૂ મૈયર દૂર નથી મારી સાસરી દોહેલીરે
એક મારૂ સોએકનુ સાલ, બીજુ તે વાઝનુ મેણલુંરે
ટાળુ ટાળુ સોએકનુ સાલ વાઝ બધાવીશ પારણારે

---

(૧૦૫)

ધુપડે રચ્યારે કમાડ, શીખડે ધોળ્યા ઓરડારે
આદીતને જમવાનો વાર, રાદેલ રાધ્યા રાધણારે
બત્રીસી રસોઇની થાળ ચોસેઠ રાધ્યા રાધણારે
તેત્રીસ દીધારે વઘાર પાસેઠ રાધ્યા રાધણારે
ઊના પાણી ટાઢેલા થાય હુ ખરીરે ઊતાવળીરે
ઊઠો સ્વામી અગોળ કરોરે
આદીતને ચઢીએલી રીસ, રાદેલ માર્યા સોટીએરે
લીધા આડણ લીધા ટોપીએરે

કેડે લીધા રામૈયા પુત્ર રન્યા દેવની આ-ની
તમ વિનાસુના આવાસ, રામૈયા સુના પા-ણારે
તમ આવી વસેરે અવાસ રામૈયા વસે પારણારે

---

(૧૦૯)

લાવો લાવોરે સુપડા તલ સોહીએ,
મારા ઘેલા ગોવિંદને તલ જોઇએ
લાવો લાવોરે દોહોણી ગાય દોહીએ,
મારા ઘેલા ગોવિંદને દુધ જોઇએ
અજવાળી રોહિણી નિર્મળી,
ગોરી તમ જેવડી ટોળે મળી
ત્યારે હુ મારે મહીંએ હતી,
ત્યારે અંતરિક્ષથી નારદ આવ્યા,
તે તો પારીજાતકનુ પુલ લાવ્યા
રોપો રોપોરે કૃષ્ણજીને આગણીએ,
ફુલ ફુટયાંરે દસ પાખડીએ
ત્યારે કૃષ્ણજીએ જોયારે બેઉ આખડીએ,
સૌ કોઇને આપ્યા સંભારી,
સત્યભામાને મેલ્યા વિસારી
અબોલડા લીધા નહીં બોલુ,
કાળા કૃષ્ણજીની સાથે નહીં બોલુ

દેવકીજીના જાયા સાથે નહીં બોલુ
   વીજળીના વીરા સાથે નહીં બોલુ
દેવકીના વાહાલા સાથે નહીં બોલુ,
   અબોલડા લીધારે નહીં બોલુ
સૌ કોઇને મેલ્યા વિસારી,
   સત્યભામાને મેલ્યા વિસારી,
બોલડા લીધારે હસી બોલુ,
   કાળા કૃષ્ણજી સાથે હસી બોલુ

---

( ૧૦૭ )

બગલું એ આવે એ જાયરે, બગલુ ફોગટ ફેરા ખાયરે
બગલુ કઇ વહુને લઇ જાયરે, પાછળ કયા ભાઇ દોડયા જાયરે,
બગલુ ફલાણી વહુને લઇ જાયરે, પાછળ ફલાણાભાઇ દોડયા જાયરે
એ મારી બૈરીને લઇ જાયરે, તારૂ પણતર ફોગટ થાયરે,
એ મારા પૈસા ખોટા થાયરે, એ મારા છોકરા રવડી જાયરે,
હુ તો પરણ્યો તે થયુ ફેંકરે, મારા નાણાં બેઠા રોકરે

---

( ૧૦૮ )

સરસ્વતી સ્વામીને વિનવુ જીરે ગણપતિ લાગવું પાય
   મંદિર માળીઆની માછલીજીરે
કયા ભાઇ તે ગામ સીધાવ્યાજીરે, કઇ વહુ અન્ન ન ખાય

મદિર માળીઆની માછલીજીરે

ફુલાણા ભાઈ ગામ સીધાવ્યાજીરે ફુલાણી વહુ અન્ન ન ખાય

મદિર માળીઆની માછલીજીરે

દુધ સાકરની રાધી રાબડીજીરે, ઘીમા રોળી રોળી ખાય

મદિર માળીઆની માછલીજીરે

પાડાતે સરખી વહુ પાતળી જીરે, ભલી ભાદરવાની ભેસ

મદીર માળીઆની માછલીજીરે

ફુલાણી વહુએ છાના કાગળ મોકલ્યારે ઘેર આવો ફુલાણાના વીર

મદીર માળીઆની માછલીજીરે

તમવિના સુનામદીર, મદિર માળીઆની માછલીજીરે

તમવિના સુના શણગાર, મદિર માળીઆની માછલીજીરે

---

( ૧૦૯ )

હાહારે કે ચોરી છોબંધની, હાહારે કે બેઠક મોટાની,

હાહારે કે કયા ભાઇ બેઠા છે, હાહારે કે કઈ વહુ પાન લાવે છે

હાહારે કે ફુલાણાભાઇ બેઠા છે, હાહારે કે ફુલાણી પાન લાવે છે

હાહારે કે લાવતા વાર લાગી, હાહારે કે સોટીઓ સાત મારી

હાહારે કે પાટુઓ પાચ મારી, હાહારે કે તમાચા ત્રણ માર્યા

હાહારે કે મારેભા શા માટે, હાંહારે કે વાર લાગી તે માટે

હાહારે કે વાક નથી હમારો, હાહારે કે વાક છે ફુલાણાભાઇનો

હાહારે કે તેણે મને બોલાવી, હાહારે કે તેમા મને વાર લાગી

(૧૧૦)

ખત્રેણુ વાડાની ખત્રેણુ લાલ હિંદવાણી
ખત્રેણુ આવી બેઠી ગોખ લાલ હિંદવાણી
તે તો સાવિત્રીની સોક લાલ હિંદવાણી
કૌશીક છાના પેડા લાવે લાલ હિંદવાણી
પેલી ખત્રેણુને ખવડાવે લાલ હિંદવાણી
સાવિત્રી બારીએ બેસી રૂએ લાલ હિંદવાણી
એની સાસુ આસુ લુએ લાલ હિંદવાણી
વહુ વર આવડીશી પેર લાલ હિંદવાણી
ખત્રેણુ કાલે જશે ઘેર લાલ હિંદવાણી
આપણે કરીશું લીલા લેહેર લાલ હિંદવાણી.

---

(૧૧૧)

ાગ વાવોરે ભાંગ વાવોરે, મારા ફૂલાણા દીએરજી ભાગ વાવેરે
ાગ સીંચોરે ભાગ સીંચોરે, મારા લ્હેરી દીએરીઆ ભાગ સીંચોરે
ાગ ઘુંટોરે ભાગ ઘુંટોરે, મારા લ્હેરી દીએરીઆ ભાગ ઘુંટોરે
ભાગરે અગ્રેજી ભાગ, ભાગરે અમદાવાદી ભાગ
ભાગ ચડી, ભાગ ચઢી છે, નથી ચઢી
ફૂલાણુંને ભાગ ચઢી છે નથી ચઢી



(૧૧૨)

કયા ભાઇની ગોરી ગોરારે એ ધણીના રાજ
કાળા ભાઇની ગોરી ગોરારે એ ધણીના રાજ
પેટે પડસુદી ઊતરે મેવના સરસે કાજ
કયા ભાઇની ગોરી કાળીરે એ ધણીના રાજ
ફલાણા ભાઇની ગોરી કાળીરે એ ધણીના રાજ
વાસે ધરીડાં ઉતરે કલેડાના સરસે કાજ
કયા ભાઇની ગોરી નીચીરે એ ધણીના રાજ
ફલાણાભાઇની ગોરી નીચીરે એ ધણીના રાજ
પાનીએ વાગીદા વાળપે સાવરણીના સરસે રાજ
કયાભાઇની ગોરી જાડીરે એ ધણીના રાજ
ફલાણાભાઇની ગોરી જાડીરે એ ધણીના રાજ
સીઆળે ઓઢને પાથરે, ગોદડાના સરસે કાજ

---

(૧૧૩)

(માતા વદા કરતી વખતે ગાવાનુ ગીત.)

સમી સંધ્યાએ નીસર્યાં, હેત્ર કયા જઇ વસસો
વસસુ તે આબા આબલી, વસીસુ સરોવરની પાળ
વસીસુ તે કયા ભાઇને ઓરડે, જે ઘેર મીઠા બોલી નાર
વસીસુ તે ફૂલાણા ભાઇને ઓરડે, જે ઘેર મીઠા બોલી નાર
મીઠડા બોલેને મન વસે, લળીલળી લાગેરે પાય

પાયે લાગીને શું માગીયા, માગ્યા ધણીના રાજ
અખંડ હેવાતન ઘાટડી, લાવ્યા પુત્ર પરીવાર

---

(૧૧૪)

રાદેલ રહો રહોરે, તમને કયાભાઇ મનાવે
રાદેલ રહો રહોરે, તમને ફુલાણુભાઇ મનાવે
રાદેલ રહો રહોરે તમને ચીરના ચદરવા
રાદેલ રહો રહોરે તમને સીંદુરના જલેઆ
રાદેલ રહો રહોરે તમને તાબાના તરભાણા
રાદેલ રહો રહોરે તમને સુનાના સાકળીઆ
રાદેલ રહો રહોરે તમને મોતીના અખ્યાણા

---

(૧૧૫)

**(માતા વળાવીને આવતી વખતનું ગીત.)**

એમ ન જાણુશો માત પુજીને પાછા વળ્યારે
પુરી તેવી પુરી મારી આસ રહીને તે કરો રળીઆમણારે
ફુલાણુભાઇની પુરી આસ, ફુલાણી વહુના પોહોતા મનોરડારે

---

( ૧૧૬ )

નવાનગરથી વાદરોરે આવ્યો
કયા ભાઇનુ ઘર પુછતોરે આવ્યો

કઇ વહુએ દીધાં માનરે વાદરા
ડાયાભાઈનુ ઘર પુછતોરે આવ્યો
ગગા વહુએ દીધા માનરે વાદરા
નવડાવી ધોવડાવીને પાટલે બેસાડયો
આખ આજીને ટીલડોરે કાડયો
એટલે આવ્યા ડાહ્યાભાઇરે
ફટ ગધેડી તે વાદરો ઘાલ્યો
શુ રૂપાળો વાદરો શુ ઘાલ્યો
શુ છોગાળો વાદરો શુ ઘાલ્યો

---

(૧૧૭)

વીરા રણુજણુ પાકીરે ઓરડી ઉપર આબલા
વીરા કયા ભાઇરે હીંડાળે, કઈ બેન ખોળા ધરે
વીરા હળવે હળવે હીંડાળ ફાટસેરે ચુદડી
બેન ફાટે તો ફાટવા દે અવર ઘણેરડી
બેનને આણુરે દક્ષણુ ચીર, ચોળી આપાવરણી
વીરા ઘોઘાનો ઘોડો અણાવ, નવરગ ચાબખો
વીરા રણુજણુ વેલ જોતરાવ ગાદી મસરૂતણી
વીરા એમ કરી બ્હેન વળાવ, બેન સાસરવાસરે
વીરા નીત્ય નવા પગરણુ, માડ આવુ મૈયરડે



(૧૧૮)

રાજ દેવડી ઉપર નોબત વાગે છે,
કેસરીએ વાગેરે કયા ભાઇ પરણે છે
કઇ વહુ ઉપરરે બીજી આણે છે,
કેસરીએ વાગેરે ગધેડાભાઇ પરણે છે
રૂડી વહુ ઉપરરે ભુંડી આણે છે,
ગોરી વહુ ઉપર કાળી લાવે છે
થોડા બોલી ઉપરરે બહુ બોલી લાવે છે,
ભણેલી ઉપરરે મુર્ખી લાવે છે

વલણ

સાસુના જાયારે સોકય શીદ લાવ્યા,
નણદીના વીરારે સોકય શીદ લાવ્યા

---

(૧૧૯)

રાજદેવડી ઉપરના વાડામા તે વાવ્યો વાલોળીઓરે
કઇ વહુને મુકી રખેવાળરે, ચાદલો લલ સોહામણોરે
વાડામા તે વાવ્યો વાલોળીઓરે, નવી વહુને મુકી રખેવાળીરે
ચાદલો લાલ સોહામણોરે
વાલોળીઆને બકરા ચરી ગયારે, નવી વહુને લઇ ગયા ચોર,
ચાદલો લાલ સોહામણોરે
મટુભાઈ હૈયાના ભોળા થયારે, બાપની કોટે વળગી રોયારે,

ચાદલો લાલ સોહામણારે
ના રોઇશ ના રોઇશ દીકરારે, કાલે પરણાવુ બીજી નારરે,
ચાદલો લાલ સોહામણારે
બીજી પરણીને બાપ શુ કરૂ નહી આવે નવી વહુની તોલરે,
ચાદલો લાલ સોહામણારે

---

(૧૨૦)

નાની શી વાણીઆની હાટડીજીરે, કયા ભાઇની ગોરી ચાટણીજીરે'
મારા ચદુભાઇની ગોરી ચાટણીજીરે,
ઘી ખાવા ગઇતીરે, ગોળ ખાવા ગઇતીરે,
તાજુડી તુટીરે, મા મને મારીરે, મારી નથી પણ હાટકીજીરે,

---

(૧૨૧)

એરે મોટી હેડ રમવા કેમ આવે,
લાખાભાઇ ભાગે કેડ રમવા કેમ આવે,
એને મોટો સાહ્યો કે રમવા કેમ આવે,
સાસુજીએ માર્યો પાયો કે રમવા કેમ આવે
એને મોટી આડી કે રમવા કેમ આવે
લાખા ભાઇ મેલે કાઢી કે રમવા કેમ આવે



(૧૨૨)

એના સોડીઆમા સાપ લાલ હિંદવાણી
તે તો ફૂલાણી વહુનો બાપ લાલ હિંદવાણી
એના ચોટલામા ચોર લાલ હિંદવાણી
એના અબોડામા મોર લાલ હિંદવાણી
એના માદળીઆમા ચીઠી લાલ હિંદવાણી
એને કામણ કરતી દીઠી લાલ હિંદવાણી
એતો કયા ભાઇની નાર લાલ હિંદવાણી
એતો ફૂલાણા ભાઇની નાર લાલ હિંદવાણી

---

(૧૨૩)

મેદી પોતુ મેંદી પોતુ જાય, એક હલાવુ ત્યારે ડાળા હાલે
ચાર સહીઅર મેદી લેશોરે

મારી સાસુએ એમ કહ્યુ જે વાસીદા વાળી મેલ
મે ભોળીએ એમ જાણ્યુ કે સાવરણી બાળી મેલ
સહીએર મેદી લેશોરે

મારી સાસુએ એમ કહ્યુ જે પાણી ભરી મેલ
મે ભોળીએ એમ જાણ્યુ કે બેડા ફોડી મેલ
સહીએર મેદી લેશોરે.

મારી સાસુએ એમ કહ્યુ જે રાધણ રાધી મેલ

મેં ભોળીએ એમ જાણ્યુ કે ચુલો ખોદી મેલ
સહીએર મેદી લેશોરે
મારી સાસુએ એમ કહ્યુ જે ગાયો દોહી મેલ
મે ભોળીએ એમ જાણ્યુ કે ગાયો છોડી મેલ
સહીએર મેદી લેશે.રે
મારી સાસુએ એમ કહ્યુ જે કોડમા દીવો મેલ
મેં ભોળીએ એમ જાણ્યુ કે સોડમા દીવો મેલ
સહીએર મેદી લેશોરે
સોડ બળે, સાસુડી બળે, લીમડો લેહેરે જાય
સહીએર મેદી લેશોરે

---

(૧૨૪)

ડાસીની સુવવડ આવી, ડાસો લાવ્યો સુઠ
ડાસીને તો ભાવે નહીં ને ડાસો મગ્ડે મુછ
વહાલા ભીજનારે મ.રી ચુદડીના ચોર
ડાસીની સુવાવડ આવી, ડાસો લાવ્યો કોપરા
ડાસીથી તો ચવાય નહીં, ને ખાય છૈયા છોકરા
વહાલા ભીજનારે મારી ચુદડીના ચોર
ડાસીની સુવાવડ આવી, ડાસો લાવ્યો ખજુર
ડાસીને તો ભાવે નહીં ને લઈ ગયા મજુર
વહાલા ભીજનારે, મારી ચુદડીના ચોર

નાનુ સરખુ અધેડુ ને તેનું લાબુ પુંછ
વગર વાકે બેરી મારે તેની વાઢો મુછ
વહાલા ભીજનારે, મારી ચુંદડીના ચોર
નાનો સરખો રેંટીઓ ન્રા તેને લાબુ ત્રાક,
બાયલો હોય તે બાથીડ મારે તેનુ વાઢો નાક
વહાલા ભીજનારે, મારી ચુંદડીના ચોર

---

(૧૨૫)

હસ્તિનાપૂર થકી પત્રજ આવ્યુ, વાસુદેવે તે પોતે વચાવ્યુ,
માતા દેવકી કહે મારે જાવુ, જીવણજીને મોકલોરે મોસાળુ
સુંદીર વરને મોકલોરે મોસાળુ—૧
બળભદ્ર બાધવનીરે જોડ, તમે તેડી ચાલો રણછોડ
જેમ પોહોચે બેનીજીના કોડ જીવણજી૦ સુંદીર૦—૨
તેડી ચાલો ઓદ્ધવ અક્રુર, સાથે જાદવ સઘળારે શુર
નથી હસ્તિનાપુર કાઇ દૂર જીવણજી૦ સુંદીર૦—૩
ઉગ્રસેન એણીપેર બોલે, નહિ ધર્મ તણે કોઈ તોલે,
જાવુ સગા સબધીને બોલે જીવણજી૦ સુંદીર૦—૪
પાંચ પાડવ દાસ તમરા, એ તો વહાલા સગારે અમારા
તમે જાઓને જુગના અધારા. જીવણજી૦ સુંદીર૦—૫
શ્રી કૃષ્ણ કહે મારે જાવુ, જઈ સગા સમો તારે થાવુ
પાંડવો ઘેર પખરણુ આવ્યું. જીવણજી૦ સુંદીર૦—૬

રાય સાડયા તે યજ્ઞની રીતે, પુરૂષોત્તમ સાડયારે પ્રીતે
હરી લઈ ચાલ્યા નત્રનીધે જીવણુજી૦ સુદીર૦-૭
વિવિધ વસ્ત્ર લીધા અતિ સાર, ચીર ચુદડી મુક્તાફળ હાર
બીજા સાથે લીધા સણગાર જીવણુજી૦ સુદીર૦-૮
સોળ સહસ્ત્ર એકસો નેરે આઠ, મળીઆ ઠકરાણીના ઠાઠ
સુભદ્રાજી જુએ છે વાટ જીવણુજી૦ સુદીર૦-૯
સત્યભામા ને જાબુરેવતી, રાણી રૂક્ષ્મણીનેરે રેવતી
સાથે લક્ષ્મીજીનેરે રતી જીવણુજી૦ સુદીર૦-૧૦
સાથે સુભટ મળ્યાછેરે જોડે, છપ્પનકોટી જાદવ ચડયા ઘોડે
વાગે ઢોલ દુદુંભીની જોડે. જીવણુજી૦ સુદીર૦-૧૧
રથ રેવંત ઝાકઝમાળ, ધોરી કોટે છે ઘુઘરમાળ
આવી પહોચ્યા છે દીનદયાળ
જીવણુજી આવીય રે મોસાળે, સુદર વર આવીયારે મોસાળે-૧૨
આવી પહોચ્યા છે અતરજામી, ત્યાતો ધર્મ રહ્યા શીશ નામી
મળ્યા મેહેતા નરસૈયાના સ્વામી
જીવણુજી આવ્યારે મોસાળે, સુદર વર આવીયારે મોસાળે-૧૩

---

(૧૨૯)

હસ્તિનાપુરથી પત્રજ આવ્યુ, વાસુ દેવે તે પોતે વચાવ્યું,
પાડવો ઘેર પગરણ આવ્યુ, મોહનજીને મોકલોરે મોસાળુ,
જીવણુજીને મોકલોરે મોસાળુ૦—૧.

વિપ્ર વધામણી લઇ આવ્યા, કાગળીઆ શ્રી કૃષ્ણજીને વંચાવ્યા,
લઇ વાસુદેવજી પાસે આવ્યા, મોહનજીને મોકલોરે૦
જીવણજીને૦—૨

એટલે બોલ્યા તે દેવકી માત, તમે સાભળો શ્રીકૃષ્ણ વાત,
મોઘી બેનીને અવસર ભ્રાત, મોહનજીને૦ જીવણજીને૦—૩.

હવે કૃષ્ણ કહે મારે જાવુ, જાદવ કુળમા સરવેને કહાવુ,
માતા દેવકી કહે તત્ક્ષણ જાવુ મોહનજીને૦ જીવણજીને૦—૪

ઉગ્રેસન એણીપેર બોલે, ના આવે ધર્મ તણે કોઇ તોલે,
જાવુ સગા સબંધીને બોલે, મોહનજીને૦ જીવણજીને૦—૫

---

(૧૨૭)

મોહનજીએ મોકલ્યુ રે મોસાળુ, જીવણજીએ મોકલ્યુ રે મોસાળુ.
મારૂ મોસાળું મલપતુ આવે, મેઘાડબરની પેઠે ગાજે,
મોહનજી૦ જીવણજી૦

મારૂ મોસાળું આવ્યુ રે શેરી, મે તો કુલડા નાખ્યા છે વેરી,
મોહનજી૦ જીવણજી૦

મારૂ મોસાળુ આવ્યુ રે પોળે, મે તો નાળીએર વધેર્યા છે જોડે,
મોહનજી૦ જીવણજી૦

મારૂ મોસાળું આવ્યુ છે ખડકી, મારી દુઝણી ઝોટો ભડકી,
મોહનજી૦ જીવણજી૦

મારાં આવ્યા છે ભાઇ ભોજાઇ, મે તો ધબકે શુ સેવ ઓસાવી
મોહનજી૦ જીવણજી૦
મેંતો ખોબલે ખાંડ પીરસાવી, મારી નાની નણદ રીસાવી,
મોહનજી૦ જીવણજી૦
નણદી આવડો ન કરીએ હાડો, નહી દેખાડું પોળકે પડો,
મોહનજી૦ જીવણજી૦
નણદી આવડો ન કરીએ ટેક, નહી દેખાડુરૂપૈયો એક,
મોહનજી૦ જીવણજી૦
નણદી આવડુ ન કરીએ ઝાઝુ, મારા વીરા વડે હુ તો ગાજુ,
મોહનજી૦ જીવણજી૦.

---

(૧૨૮)

ચચળ ઘોડીરે ચાલતી મથુરા શેઆઈ,
ઘોડી તારા ઉર તુર ગાતડા, પાયે મેદી લગાઇ,
ઘોડીએ ચઢો વર લાઢણા, તમારી જોડ ચતુરાઇ,
કન્યા પુછેરે વર લાઢણા, ઘોડી કયાએ મગાઇ,
હમારા દાદાજી રગ મહેલમા, ચલદાર ભેટ લઈ આવ્યો

---

(૧૨૯)

ઉંચા નીચા મહેલ ચણાવો, ઝરૂખા મુકાવીએ મારા રાજ
બારસાખે બારીઓ મુકાવો, ઝરૂખે મુકાવો જાળીઆ મારા રાજ

મોટાભઇ બેસે જાળીએ, મોટી વહુ બેસે બારીએ મારા રાજ
ઊઠો મોટાના વહુવારૂ હુકકો ભરી આપીએ મારા રાજ
પાવલાનો પાસેર તબાકુ મુલવ્યો મારા રાજ
અડધાનો અચ્છેર તબાકુ મુલવ્યો મારા રાજ
પોણાનો પોણોસેર તંબાકુ મુલવ્યો મારા રાજ
રૂપીઆનો શેર તબાકુ મુલવ્યો મારા રાજ
પાવલાનો પાસેર તબાકુ તમે પીઓ મારા રાજ
અડધાનો અચ્છેર તંબાકુ તમે પીઓ મારા રાજ
પોણાનો પોણોસેર તબાકુ તમે પીઓ મારા રાજ
રૂપીઆનો શેર તબાકુ તમે પીઓ મારા રાજ
મોટી વહુને ચઢીએલી રીસ હુકકો પછાડીઓ મારા રાજ
હુકકો ગયો આકાસ, ચલમ પડી ચોકમા મારા રાજ
હુકકો જડયો ઝ ઝે હિરે ચલમ જડી ચુનીએ મારા રાજ
હુકકાના હજાર ચલમના ચારસેં મારા રાજ
મોટીભાઇને ચઢીએલી રીસ તમાચો મારીયો મારા રાજ
મોટી વહુને ચઢીએલી રીસ મહીયર ચાલ્યા રૂસણે મારા રાજ
લીધા આડણુ લીધી ટોપી કીકાભાઇ લીધા કેડમા મારા રાજ
પહેલેને રૂસણે ફલાણા ભાભીજી પધાર્યાં મારા રાજ
બીજે ને રૂસણે તારાબેન પધાર્યાં મારા રાજ
તીજેને રૂપણે ફલાણા ભાભીજી પધાર્યાં મારા રાજ
ઊઠો મોટાના વહુવારૂ મોટા ઘર આપણારે મારા રાજ

તમારાંને દીએર હજારી તેણે તમાચો મારીઓ મારા રાજ
ચે.થેને રૂષણે સ્વામીજી પધાર્યા મારા રાજ
હાથમા બેવડ રાસ, સડાસડ ઉતર્યા મારા રાજ
હુ તમારા ઘરની ગુલામ હવે ન જાઉં રૂસણેરે મારા રાજ
હુ તમારા પગની પેજાર હવે ન જાઉ રૂસણેરે મારા રાજ

---

(૧૩૦)

બના લંકાગઢ વહાણુ પુરાવો રાયજાદા હો રંગ લીધો છે.
બના ત્યાથી સોના અણાવો રાયજાદા હો રંગ લીધો છે.
હાથીની અલુસે, ઘોડાની ઝલુસે,
ઘોડાને ધમકે, વીંછુડાને ચમકે લઇ આવો રાયજાદા
રંગ લીધો છે.
બના જીઆવરની પોચીઓ ઘડાવો રાયજાદા રંગ લીધો છે.
(ઉપર મુજબ ચાર દેશના નામ દઇ ફેરવીને ગાવુ)

---

(૧૩૧)

તમે એકવાર લંકા જાઓ, ત્યા થકી સોના લઇ આવજોરે
રાયસીંગ મુજરો લો ઝીણી નથનો
એની નથને ઝાઝા મોતી, ઓ તો અવળે ઘુમટડે જોતીરે
રાયસીંગ મુજરો

એની નથને ઝાઝા ખાપ, એ તો લાવ્યા લાડકડીના બાપરે
રાયસીંગ મુજરો
એની નથને ઝાઝા હીરા એ તો લાવ્યા લાડકડીના વીરા
રાયસીંગ મુજરો
એની નથને ઝાઝા આબા, એ તો લાવ્યા લાડકડીના મામારે
રાયસીંગ મુજરો

---

(૧૩૨)

હારે બનાજી તમે શાનારે ભોગી
હારે બનાજી અમે દાતણુના ભોગી
ફુલાણુભાઇ દાતણીયા તોરી
સાથ ચલાઊરે બનડા ઉભા તે રહોની
હારે બનાજી તમે શ નારે ભોગી
હારે બનાજી તમે ગાનારે ભોગી
હારે બનાજી અમે મરદનના ભોગી
ફુલાણુભાઈ મરદનીયા તોરી
સાથ ચલાઊરે બનડા ઉભા તે રહોની

---

(૧૩૩)

મુલતાનથી ઘોડીરે આવી, મુલતાનના વાજીંત્ર લાવી
ઘોડી ચાલે ત્યા કંકુના પગલા, ઘોડી રણુહણે મોતીના ઢગલા

કયા ભાઈ તે લાખ કમાય, કઈ વહુને હરખ નહિ માય
કયા ભાઇ તે એણી ને ગેણી, કઈ વહુને સોનાની ગેણી
કયા ભાઈ તે ગામના મેતા, કઇ વહુના વાકા તે સેતા
કયા ભાઇ તે મેતા ને મુનસી, કઈ વહુને બેસવાને ખુરશી
કયા ભાઇ તે લાલ પાઘડીએ, કઇ વહુ કેસરબા ઘાટડીએ
કઈ બેનને પેરણુ સાળુ, કઈ બેન તે રીસનુ જાળુ
કયા ભાઇ તે આણી ને દાણી, કઈ વહુ તે ઘરના ધણીયાણી
(ઉપર મુજબ નામ દઇને ગાવુ)

---

(૧૩૪)

કાસી દેશની ઘોડીરે, વાસો વણારસીમા વસીઆરે
બાધી છે ખાડરે, ગયાના ગજારે તમે ગદાધરરે
તેણે રાયે ઘોડી મોકલાવીરે, ઘોડી આવી કયા ભાઇને કાજેરે
ઘોડી તારા રાતેરા પાવરે, ઘોડી લાવ્યા કઇ વહુના નાવરે
ઘોડી તારા રાતેરા દતરે, ઘોડી લાવ્યા કઇ વહુના કથરે
ઘોડી મખી આળડે હીરારે, ઘોડી લાવ્યા જીયાવરના વીરારે
ઘોડી મખી આળડે ખાપરે, ઘોડી લાવ્યા જીયાવરના બાપરે
ઘોડી મખી આળડે સાકારે, ઘોડી લાવ્યા જીયાવરના કાકારે
ઘોડી મખી આળડે આબારે, ઘોડી લાવ્યા જીયાવરના મામારે
ઘોડી તારા રાતેરા વાનરે, ઘોડીએ ચડે ગોકળો કાનરે

---

(૧૩૫)

ગાડીમાં બેસી આવજોરે કુસમાવતી બેન
આવજોરે કુસમાવતી બેન દેવા બેનોને દાનરે
મોટરમાં બેસી આવજોરે હરીપ્રસાદ ભાઇ
આવજોરે હરીપ્રસાદ ભાઈ દેવા બેનોને દાનરે
વેલમા બેસી આવજોરે નાની કાકી
આવજોરે નાની કાકી દેવા ભત્રીજીના દાનરે
સુખપાલમા બેસી આવજોરે કમળા કાકી
આવજોરે કમળા કાકી, દેવા ભત્રીજીના દાનરે

---

(૧૩૬)

કઇ બેન તે વરના વખાણુ કરે એનો વર છે કુંભાર,
તબોળીડારે રગ રાતો છે.
હાલ્લા તે ઘડતા નહિ આવડે, ચાકનો વાળ્યો છે ડાટ
તબોળીડારે રગ રાતો છે.
કઇ બેન વરના વખાણુ કરે, એનો વર છે હજામ,
તબોળીડા રંગ રાતો છે
હજામત કરતા નહીં આવડે, અસ્તરાનો વાળ્યો છે ડાટ
તંબોળીડા રગ રાતો છે.
કઈ બેન વરના વખાણુ કરે એનો વર છે ભઠીઆરો,
તબોળીડા રંગ રાતો છે

રસોઇ તે કરતા નહીં આવડે, ચુલાનો વાળ્યો છે ડાટ
તબોળીડા રગ રાતો છે
કઈ બેન વરના વખાણુ કરે, એનો વર છે તબોળી,
તબોળીડા રગ રાતો છે
બીડા તે વળતા નહીં આવડે, કાથા ચુનાનો વાળ્યો છે ડાટ
તબોળીડા રગ રાતો છે

---

(૧૩૭)

બનડાજીરે દીલ્લીને દરવાજે નોબત વાગે છે
સુતી સાહેલી સહુ જાગેરે, રાજ સાહેલીનો બનડા
બનડાજીરે લકાગઢ વહાણુ પુરાવો
બનડાજીરે ત્યા થકી સોના અણાવો, રાજ સાહેલીનો બનડા
બનડાજીરે જીયાવર ગુલાબનો ગોટોરે
બનડાજીરે બનડી બરાનપુરી છોગોરે, રાજ સાહેલીનો બનડા

---

(૧૩૮)

પહેલે ઝુમખડે મોરી રન્ના દેવ, બીજાનોસરોરે સોરભ રન્નાદેવ
જાઊ લગી માળીડા હાટ રન્ના દેવ, લાવુ લાવુ ચોસેરા બે
ચાર રન્ના દેવ
દેરાણી રાદેલને કાજ રન્ના દેવ, રાદેલ સાચા દેવ રન્ના દેવ
બીજે ઝુમખડે મોરી રન્ના દેવ, ચોથાનો સરોરે સોરભ રન્ના દેવ

જાશે લગી ડોસીડા હાટ રન્ના દેવ, લાવું લાવુ ચુદડી બે
ચાર રન્ના દેવ

દેરાણી રાદેલને કાજ રન્ના દેવ, રાદેલ સાચા દેવ રન્ના દેવ

---

(૧૩૯)

હાજી ટુક ટોડાનીરે માળેણુ, માળેણુ આવો હમારે ઘેર
માળેણુ રાજા રામની

માળેણુ આવે ને બેસોને ઓટલે, માળેણુ કરોને મોગરડાના
મુલ માળેણુ રાજા ગમની

હારે ભાખો હમારો મોગરા, અધલાખ મોગરડાના મુલ,
માળેણુ રાજા રામની

માળેણુ એક સેરોને બે સેરોને ચોસેરો
માળેણુ નવ સેરો શુથીલાવ માળેણુ રાજા રામની.
માળેણુ ફુલણી વહુ પોઢરે ઢાલીએ.
માળેણુ તુ પોઢ ઢાલીઆ હેઠ માળેણુ રાજા રામની
માળેણુ ફુલાણી વહુ રાધેરે લાપસી
માળેણુ રમી જમી ઘેર જાઓ, માળેણુ રાજા રામની
માળેણુ ફુલણાભાઇ વણાવેરે સાડીઓ,
માળેણુ ઓઢી પહેરી ઘેર જાઓ માળેણુ રાજા રામની
માળેણુ ફુલાણાભાઈ ઘઢાવેરે ચુડલા
માળેણુ બાહ દેખાડતાં જાઓ' માળેણુ રાજા રામની

માળેણુ ફુલાણુભાઇ આપેરે બીડલા
આળેણુ રંગે રસે ઘેર જાઓ માળેણુ રાજા રામની

---

(૧૪૦)

રાજનગર ગામરે કનક સેન ધામરે, પરદેશી પંખીડો સંચર્યો
લાડણી સાભળતારે, મનડાને મળતારે મધુર વચન મુખે ઊચર્યો
રતનપુર ગામરે, જનકસીંહ નામરે, તેનો કુવર છે કોડામણો
જોઇ તેનું રૂપરે, મ્હોટા મ્હોટા ભુપરે, વખાણે એવો રૂપાળો ઘણો
ચૌદવિધ્યામારે, સકળ કળામારે, કુવર પ્રવીણતા બહુધરે,
પુન્ય હસે પુરૂરે, નહીં હોય અધુરૂ રે, એવી કન્યા એને પરણસે
સુણી એવા બોલરે, હરખી અ તોલરે, લાજતજી બોલી લાડણી.
વીરા તારા વેણરે, સુણ્યા સુખ દેણરે, મારા મનમા મોહ લાગીયો
જહા રતનપુર ગામરે, કર મારૂ કામરે, જ્યા વસે સાહેબો
સુહાગીઓ
ત્યા જઇ કહેજેરે નામ મારૂ લેજેરે, મળવાને ઇચ્છે ઘણુ.
કાઇ બ્હાને આવોરે, મારે મન ભાવોરે, મુખડુ નીહાળુ જી
હુ તમ તણુ
વદી એવી વાણીરે, અતિ પ્રેમ આણીરે, વનીતાએ પંખી વળાવીઆં
ઊડી આકાસમારે આવી કુંવર પાસેરે, સુભ સમાચાર સંભળાવીઆ

સુણો ધરી પ્રેમરે, કહાવ્યુ છે તમનેરે, મળવાને આતુર ઘણીછુરે,

---

(૨૪૧)

જીરે સરસ્વતીને વીનવું,

જીરે ગણપત લાગવુ પ'ય, લવેગી ઘોડી જવચરે

ઊઠો ગોરારે ઊઠો શામળા

વીરા ઘોડીના થાઓ અસ્વારરે, લવેગી ઘોડી જવચરે

વીરા ત્યાથી તે ઘોડી ચાલતી

ઘોડી જઈ ઊભી ગોપીપરે ઠેઠ, લવેગી ઘોડી જવચરે

તમે ઊઠો ગોરારે ઊઠો પાતળા

બેન સજોને સો'ળ શણગાર, લવેગી ઘોડી જવચરે

તમાગ બાપે તે પગરણુ માંડીયા

તમારી માડીએ તેડયા મોકલ્યા લવેગી ઘોડી જવ ચરે

વીરા હું કેમ આવીશ એકલી,

મારે ઇશ્વર સરખા ભરથાર, લવેંગી ઘોડી જવચરે.

તમારા ઈશ્વરને બેસવા ઘોડલા

બેન તમને ઘુઘરીવાળી ચેલ, લવેગી ઘોડી જવચરે.

---

(૧૪૨)

પહેલો વધાવો મારે આવીઓ,
મેં તો મોકલ્યો લકાને દરબાર,વધાવો મારે આવીઓ
લકા ગઢ સોનારે નીપજે, ત્યા થકી સોના મગાવીએ.
તેનારે સાકળા ઘડાવીએ, તે સાકળા કઇ વહુને હાથ,
વધાવો મારે આવીઓ
કઇ વહુ મોટાંરે ભાગ્ય તમતણા, તમારેને સાકળાવાળા
રાયરે વધાવો મારે આવીઓ.
મોટા ભાગ્યરે મારા સાસુના, જેણે જાયા સાકળાવાળા
રાયરે વધાવો મારે આવીઓ.
(ઊપર મુજબ બગડી, વીટી વગેરે નામ દઇને ગાવુ )

---

(૧૪૩)

સાતસો સાઢણી સણુગારોરે નીરો તેને નાગરવેલનો ચારોરે
કાગળ કંકોતરીના લખાવોરે સોનેરી વરખથી તે શોભાવોરે
સનેહી સગાને તેડવાને કાજેરે, એક એક સાઢણી મોકલો આજેરે
પહેલી તો સાઢણી મુંબઇજાયરે, બેન ઊષાદેવીને તેડા કરાયરે
બેનીતો પગરણમા પહેલાં જોઇએરે, બેનીનુ કામનસરે કોઇએરે
બીજીતો મોકલો પાટણ ગામરે, ફોઇબા સાવિત્રીને તેડાવા કામરે,
ત્રીજી સાઢણીકરી તૈયારરે, મોકલો મથુરાનગરી મોઝારરે.

કાકા ચદ્રસેનને તેડી આવેરે, કાકી આવી કુટુબ શોભાવેરે
ચોથી સાઢણી ચતુર સુજાણુરે, મોકલો સુરત શહેર પ્રમાણુરે.
મામા રાસબિહારીને ત્યા સોહાવેરે, મામા મોસાળા લઇ આવેરે
પાચમી સાઢણી પચરગીરે, જાય ઊદેપુરમા તે ઊમગીરે
માસી કુસુમને તેડવા માટેરે, વેગેથી મોકલો વેગળી વાટેરે
સકુટુબ સહુને તેડી આવેરે, સહુઆવી માડવડો શોભાવેરે.
યાદ લખો બેસી આ ઠામરે, સ્નેહી સગાનુ ન ભુલશો નામરે
સ્નેહથી સર્વને તેડાવોરે, આજ ઊત્તમ અવસર આવોરે
ગોર ગોરાણી તેડાવો આ ઠામરે, દ્વીજવર જોશે શ્રી ઇશ્વર રામરે

---

(૧૪૪)

કોઇએ શ્રી કૃષ્ણ રમતેલા દીઠારે, જઇને કુલવાડીમાં પેઠારે
મોગરડો મરડીને લીધોરે, ચપેલી તે ચુટીને લીધીરે
સાહેલી તે સુધીને લીધીરે, એટલે અવ્યા માળેણુ રાણીરે
પેલા કૃષ્ણને બાધ્યા તાણીરે, એડલે આવ્યાજસોદા માડીરે
ના મારીસ માળેણુ રાણીરે, તમને આપીશ નવરગ સાડીરે

---

(૧૪૫)

## નાગર પીઠી.

ત્યાતો શુંકદેવજીકરે વિચાર, તમે સાભળો પરિક્ષતરાયરે
મારી પુત્રી તને શુંથાય બાળા તુ કેમ રૂવેરે
સર્વે સખીઓ મળી સૌ સગરે, રૂક્ષમણીએ કર્યો પ્રપચરે

વરૂ તો વાસુદેવનંદન, નહીતર મારી દેહ તજુરે
એતો સૈયરમા પાડી હોડરે પાર્વતીને નમુ કરજોડરે
મને પુજતાં નહી આવે કોડકે ઊમીઆ રૂઠયારે
મે તો ધાવતા વછોડયા બાળકે, જુઠા ચડાવ્યા આળરે
કોઇને જુઠી દીધી ગાળકે તેપાપ મને નડયારે
મે તો ફોડીસરોવરની પાળકે, મેતોમોડી આંબલીયાની ડાળકે
કોઈની જુડીપુરી હશે શાખકે, તે પાપ મને નડયારે
મારા પુર્વ જન્મના પાપરે મારી અબળાને બધુ ભ્રાત
મારી માને શા ને કર્યો ત્યાગકે, વિધાતાએ શું લખ્યું
રૂક્ષમણીએ તેડાવ્યા વિપ્રકે, તમે જાઓ દ્વારકા શ્રી કૃષ્ણ
મારૂ કારજ કરજો સિધ્ધ, વહેલા પધારજોરે
ભટ વિપ્ર કર્યો વિદાયરે, વાટે શુકન સાંગ થાયરે, હરિહરિ ઉચરેરે
સુકન મળી સ્વચ્છી ગાયરે, સોહાસેણ બેડુ ભરી જાયરે
વિપ્ર વેદ ભણી ઘેર જાયરે, હરિહરિ ઉચરેરે
આરસીયો તે વાડીમા સુતોરે, જાગ્યો જઈ દ્વારીકા પોચ્યોરે હરિહ
કોજી બ્રાહ્મણ કોણ આવ્યા, કાગળીયા તે શાના લાવ્યા
હરિહરિ
પહેલાં બ્રાહ્મણ આસન દીજે, પછી વાત વિચારી લીજે, હરિહરિ
પહેલા બ્રાહ્મણ જળ લોટાદીજે, પછી કાગળ વાચીને લીજે, હરિહ
પહેલા બ્રાહ્મણ ભોજન દીજે, પછી વાતની ગોઠડી કીજે. હરિહ
પહેલા બ્રાહ્મણ મુખવાસ દીજે, પછી સારી શીખમણ લીજે, હરિહ

મોકલ્યો તમારીરે કન્યાએરે, રૂકમૈયો કરે છે અન્યાયરે હરિહરિ
શિશુપાળ આવ્યો લઈ જાશે, દેશ દેશમા વારતા થશે, હરિહરિ
સ્વામી ગરૂડ પલાણીને આવો, જાદવની સેના સાથે લાવો હરિહરિ
ડેરા દીધાજી અંબિકા ઓડે, રૂક્ષમણી ગોખ ચઢીને જુએ હરિહરિ
રૂક્ષમણી ગોખ ચઢી ચઢી જુએ રામ કૃષ્ણ કરીનેરે રૂએ હરિહરિ
ચારે દિશા થઈ અજવાળીરે, મારે, કયા ગઈ દિવાળીરે,હરિહરિ
એટલે આવ્યાં જનની ભતગે, કયાં રૂઓરે નાના બાળરે
પીડી પેઠીજી આખની માહે કે, મા મને ખરખરેરે હરિહરિ
અંગેથી ઊતારીરે ચોળી, ચુડી કાકણ નાખ્યારે મોડી હરિહરિ
એટલે હરિભટ દીઠારે દુર, હૈયામા તે સાગરપુર, હરિહરિ
એટલે હરીભટ દીઠારે શેરી, મે તો ફુલડા નાખ્યા છે વેરી હરિહરિ
જેવી વીપ્રે વધામણી માગી, રાણી રૂક્ષમણી મનમારે લાજી હરિહરિ
જેવી વીપ્રે વધામણી લીધી રાણી રૂક્ષમણી રળીઆત કીધી
હરિહરિ.

એક હાર હતો અમૂલ્યરે, તેનુ ત્રિલોકમા નહીં મૂલ્યરે
તે હાર વિપ્રને આવીયોરે હરિહરિ

---

(૧૪૬)

## કંકોતરી

કંકું છાટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બેન
વીરારે વેહેલા આવજો.

દેવ ડુંડાળાને લાવજો, એ છે પારવતીના પુત્ર
વીરારે વેહેલા આવજો.

શ્રી કૃષ્ણ બળદેવ બે બાંધવા, પવીત્ર પીતા વાસુદેવ
વીરારે વેહેલા આવજો.

પાચ પાંડવ દાસ છે તમતણા, હરનીસ જપે તમારૂ નામ
વીરારે વહેલા આવજો,

જગત જનેતા દેવકીને રોહિણી, અજણા દેવી તમારા કામ
વીરારે વહેલા આવજો

ભત્રીજા ભલામન ભાવતા, તમ આવે થશે સુખચેન
વીરારે વેહેલા આવજો.

રાણી રૂક્ષમણીને રેવતી રોહિણી, સત ભામાનેરે જાંબુવતી
વીરારે વેહેલા આવજો.

બીડ ભજન મારી ભાભીઓ, સોળ સહસ્ર એકસોનેઆઠ
વીરારે વેહેલા આવજો.

કુથ જેઠ દીઓરીઆને કોડ ઘણી, ભાઈ ભવ તારણ ભગવાન
વીરારે વેહેલા આવજો

સથે જાદવ સઘળા લાવજો, બીજી ઊત્તમ વરણ અનેક
વીરારે વેહેલા આવજો.

વાચતા વિપ્રને બોલાવજો, બીજા સર્વ કુટુંબ પરીવાર
વીરારે વેહેલા આવજો.

થોડું લખ્યુ ઘણુ કરી વાચજો, પ્રભુ નોધારાના આધાર
વીર.રે વેહેલા આવજો
પ્રતી દ્રષ્ટેરે વેહેલા પધારજો, શેષ નાગન પામે પાર
વીરારે વેહેલા આવજો

---

(૧૪૭)

જીરે સરસ્વતી સ્વામીને વીનવુ,
જીરે ગણપત લાગુ પાયરે મોટાના બેસણાં
હમારા હરી પ્રસાદ સભામા સીધાવીયા,
એને અગ્રેજે આપ્યા માન મોટાના બેસણા
એને બેસવા આપી છે ખુરશીઓ,
એને આપ્યા હારને છે કલગી મોટાના બેસણા
જીરે સરસ્વતી સ્વામીને વીનવુ,
જીરે ગણપત લાગું પાયરે સત્યાગ્રહના બેસણાં
ફુલાણા વેવાઈ સભામા આવીયા
એને ગાધીજીએ નહીં આપ્યા માન
સત્યાગ્રહનાં બેસણા
એને બેસણે આપ્યો છે રેટીયો
એને કાતવા આપ્યુ સુતર સત્યાગ્રહના બેસણાં
એને ઠોકવા આપી છે થાળીઓ
એને ફુકવા આપ્યો છે શંખ સત્યાગ્રહનાં બેસણા

---

(૧૪૮)

કાચી ઇટે બગલા ચણાવોરે
સોના સળીએ બગલા ચીતરાવોરે
રૂપા સળીએ બગલા ધોળાવોરે
એ બગલામા કોણુ કોણુ સાજન બેઠારે
એ બગલામા ફલાણાભાઇ સાજન બેઠારે
બેઠા બેઠા જોસી તેડાવેરે
લાડવાઈના લગ્ન જોવડાવેરે
(ઊપર મુજબ ફેરવીને ગાવું)

---

(૧૪૯)

જીરે સરસ્વતી સ્વામીને વીનવુ, જીરે ગણપત લાગવુ પાય
જીયાવર ગોકુળ જાજો પરણવારે
ઊંચીને નહી પરણતારે, ઊંચી તો ઊંટ કહેવાય
જીયાવર ગોકુળ જાજો પરણવારે
ઠીંગણીને નહીં પરણતારે, ઠીંગણી ઠેસમાં જાય
જીયાવર ગોકુળ જાજો પરણવારે
કાળીને નહીં પરણતારે, કાળી કુટુંબ લજાવેરે
જીયાવર ગોકુળ જાજો પરણવારે
ગોરીને નહીં પરણતારે, ગોરી ગુમાનમા જાય
જીયાવર ગોકુળ જાજો પરણવારે

સામળીને તમે પરણુજોરે, સામળીને સોના સોભેરે
જીયાવર ગોકુળ જાજો પરણુવારે

---

(૧૫૦)

આજ કુવર ઘેર સાહેળો, જોસી બોલ ન બોલ
વેગે લગ્ન મુરત લઈ આવો, વધાવો મારે આવીઓ
વધાવો મારી અગુઠી કોમુલ, ગુલાબીકો પુલ
ચપેલીકો હાર વધાવો મારે આવીઓ
આજ કુવર ઘેર સોહેળો ડોસી બોલન બોલ
વેગે પાનેતર ઘાટડી લઇ આવો, વધાવો મારે આવીઓ
આજ કુવર ઘેર સોહેળો, સોની બોલન બોલ
વેગે ચુડી ગાઠી લઈ આવો, વધાવો મ રે અ વીઓ

---

(૧૫૧)

હમારે ઘેર હસ્તી ઝુલે નાર કુજર ડોલેરે
સુણીઓરે જોસીડાકા બેટા કહ્યા હમારા કરજેરે
લગ્નબી લાઇઓ, લગન પત્રીકાબી લાઇયો
ઓર સારા મુહુર્તબી લાઈ એ.રે
સુણીઓરે ડોસીડાકા બેટા, કહયા હમારાં કરજેરે
બોટીઆ બી લાઇઓ ને સાવલ'બી લાઇઓ.
ઓર સારી ઘાટડી લાઇઓરે

પડેરશેરે મારો અજબ લાડકડો, હૈયા હમારા ઠરસેરે
સુણીઓરે સુખડીયાકા બેટા, કહ્યા હમારા કરજેરે
પેંડાબી લાઇએ, ઓર બરફીબી લાઈઓ
ઓર સારા કોપરાપાક બી લાઇઓરે
ખાસેરે મારો અજબ લાડકડો, હૈયા અમારા ઠરસેરે
સુણીઓરે પસ્તાગીઆકા બેટા, કહ્યા વેવણના કરજેરે
કાદાબી લાઇઓ ને લસણબી લાઈઓ
ઓર સારા ગાજરબી લાઇઓરે
ખાસેરે એની અજબ લાડકડી, હૈયાં વેવણના ઠરસેરે

---

(૧૫૨)

લંકા ગઢ પર વસે છે સોનીડારે, ઘડજે ઘડજે લાડકડાની પોચીરે
પોચી ઊપર રચીઆ હીરારે, પોચી લાવ્યા લાડકડાના વીરારે
બાજુ બંધનરે, બાજુ બંધન સરખી પોચીરે
પોચી અજબ લાડકડાને સોહીએરે પોચી દેખી ભાભીના
મન મોહીએરે
હડમ છગઢ પર વસેછે ઝવેરીરે જડજે જડજે લાડકડાની પોચીરે
એની પોચીએ ઝાઝા આબારે પોચી લાવ્યા લાડકડાના મામારે
બાજુ બંધનરે, બાજુ બંધન સરખી પોચીરે
પોચી અજબ લાડકડાને સોહીએરે, પોચી દેખી મામીના મન
મોહીએરે

સીંગડ ગઢ પર વસે છે ઝવેરીરે, પોજે પોજે લાડકડાની પોચીરે
પોચી ઊપર રચીયા ખાપરે, પોચી લાવ્યા લાડકડાના બાપરે
બાજુ બધનરે, બાજુ બ.ધન સરખી પોચીરે
પોચી અજબ લાકડાને સોહીએરે, પોચી દેખી માડીનાં મન
મોહીએરે
પાટણ ગઢ પર વસે છે પટવારે, ગાડજે ગાઠજે લાડકડાની પોચીરે
પોચી ઊપર રચીઆ સાકારે પોચી લાવ્યા લ ડકડાના કાકારે.
બાજુ બ ધનરે' બાજુ બધન સરખી પોચીરે
પોચી અજબલાકડાને સોહીએરે, પોચી દેખી કાકીના મન
મોહીએરે
પોચી ઊપર ઝાઝા મોતીરે, પોચી લાવ્યા લાડકડાના માસીરે

---

(૧૫૩)

લકા ગઢ વહાણ પુર વ બનડા, ત્યા થકી સોના બીલાવ બનડા
સોનીકી ગલીઓ મે ચાલ બનડા બનડી કુ ઝાલ ઘડાવ બનડા
સોનીડાકી બેઠી સોના કરી પેટી, બેઠી હીંડાળા ખાટ બનડા
હાથમા ઝારી રૂમાલ બનડા
હુડ મછ ગઢ વહાણ પુરાવ બનડા, ત્યા થકી હીરા લાવ બનડા
જડીઆ કીગલીઓ મેં ચાલ બનડા, બનડી કુ ઝાલ ઘડાવ બનડા
સોનીડાકી બેઠી, હીરા કેરી પેટી, બેઠી હીંડાળા ખાટ બનડા
હાથમા ઝારી રૂમાલ બનડા.

સીંગડ ગઢ વહાણુ પુરાવ બનડા', ત્યા થકી મોતી લાવ બનડા
ઝવેરી કીગલીઓ મે ચાલ બનડા બનડીકી ઝ'લ પોવાડ બનડા
ઝવેરીકી બેટી, મોતી કેરી પેટી, બેઠી હીંડોળા ખાટ બનડા
હાથમા ઝારી રૂમાલ બનડા.

---

(૧૫૪)

ભમરા પેહેલો વધાવોરે મારે આવીઓ
મે તો મોકલ્યો મારા દાદાને દરબારરે
વાડીના ભમરા દરાખ મીઠીરે ચાપાનેરની
મારા દારાએ હરખે વધાવીઓ
મારી દાદીએ ઝાલ્યા પાલવ છેડારે,
(ઊપર મુજબ કાકા તથા મામાને ગાવુ)

---

(૧૫૫)

નગર ભલા રે તાબાવટી, કેળ બીજોરાની વાડીરે
વાસુ દેવે દેવકીજીને મોકલ્યા, જાઓ ગોરી ગણેસ વધાવારે
ગણેન વધાવી પાછા વળ્યા, કહો ગોરી નગરની રીતરે
એની નગરે કોણુ કોણુ રાજીયા, કયા માણુમની વર તે છે આણુરે
એની નગરે શ્રી કૃષ્ણુ રાજીયા, બળ ભદ્રની વર તે છે આણુરે
નાગફેણીરે અબોલડા, નવ ગ્રહે રચીયા છે બાપરે
એની નગરે શ્રીકૃષ્ણુ રાજીયા, વાસુ દેવ તે શ્રી કૃષ્ણુના બાપ

ન ગેફેણીરે અમોલડા, નવગ્રહે રચીયા છે હીરારે.
એની નગરે શ્રી કૃષ્ણરાજીયા, બળભદ્ર તે શ્રીકૃષ્ણના વીરારે
નાગેફેણીરે અંબોલડા, નવગ્રહે રચીઆ છે પાડીરે
એની નગરે શ્રીકૃષ્ણ રાજીયા, દેવકીજી તે શ્રીકૃષ્ણની માડીરે
નાગફેણીરે અંબોડલા, નવ ગ્રહે રચી છે ફેચુરે
એની નગરે શ્રીકૃષ્ણ રાજીયા, સુભદ્રા તે શ્રીકૃષ્ણની બેનરે
(ઉપર મુજબ ઘરના નામ દઇને ગાવુ)

---

(૧૫૬)

આવ્યા રૂડા સુરત શેહેરમા રંગ રોળારે
રૂડા વલ્લભલાલના અવાસ કે ઠાકોર મોરારે
વલ્લભલાલ તે કાગળ લખી મોકલે, રંગ રોળારે
તમે નાનુભાઇ તેડેલેરા આવો કે ઠાકોર મોરારે
હુ નથી પરવારતો, રંગ રોળારે
આપણે ઘેર લાડેકડાના લગ્ન કે ઠાકોર મોરારે
(ઉપર મુજબ વધારીને નામ દઇને ગાવુ)

---

(૧૫૭)

કે લકા સીધાવજો બનડા, કે સોનાબી લાવજો બનડા
કે હાર ઘડાવજો બનડા, કે બનડીકે કારણે બનડા
ઓ બનડાજી ઓ રસીયાજી, આછો રંગ લાવજો બનડા

ઘેરો રંગ લાવજો બનડા, ગુલાબી રંગ લાવજો બનડા
કે સીજડગઢ સીધાવજો બનડા, કે મોતીબી લાવજો બનડા
કે ઝાલો ઘડાવજો બનડા, કે બનડીકે કારણે બનડા
ઓ બનડાજી ઓ રસીયાજી, આછો રંગ લાવજો બનડા
ઘેરો રંગ લાવજો બનડા, ગુલાબી રંગ લાવજો બનડા
કે હડમછગઢ સીધાવજો બનડા, કે હીરા બી લાવજો બનડા
ઝાલો જડાવજો બનડા, કે બનડી કે કારણે બનડા
ઓબનડાજી ઓરસીયાજી, આછો રંગ લાવજો બનડા
ઘેરો રંગ લાવજો બનડા, ગુલાબી રંગ લાવજો બનડા
કે પાટણ ગઢ સીધાવજો બનડા, કે રેશમ બી લાવજો બનડા
કે ઝાલો પોવડાવજો બનડા, કે બનડી કે કારણે બનડા
ઓબનડાજી ઓરસીયાજી, આછો રંગ લાવજો બનડા
ઘેરો રંગ લાવજો બનડા, ગુલાબી રંગ લાવજો બનડા

---

(૧૫૮)

આવી રૂડી સરોવરની પાળ, આબલીઆની ડાળ
લવંગ ઝુમે ઝુમખે મારા રાજ
વેડનારા અડારે ચતુર, કીઆ વહુના સાહેબા મારા રાજ
કાચાં લવંગના વેડો, એ કઇ પેરેપાકસે મારા રાજ
આવી રૂડી સરોવરની પાળ આબલીઆની ડાળ
નાળીએર ઝુમે ઝુમખે મારા રાજ

વેડનારા બડારે ચતુર, કીયા વહુના સાહેબા મારા રાજ
કાથા નાળીએરના વેડો, એ કઇ પેરેપાકસે મારા રાજ

---

(૧૫૯)

કાશી વિશ્વનાથે સોરંગી ઘોડી મોકલી
માતા અન્નપુર્ણાએ મોકલ્યા શણગાર સોરગી ઘોડી જવચરે
પાસે પાસે મારા સુરજનો અસ્વાર, સોરગી ઘોડી જવચરે
પછવાડે તે મામા શોભતારે
મામા કયા ભાઇએ સોરગી ઘોડી મોકલી
મામી કયા વહુએ મોકલ્યા સણગાર, સોરગી ઘોડી જવચરે

---

(૧૬૦)

સરસ્વતી સ્વામીને વીનવુ, ગણપત લાગવુ પાય કે
પનોતી પાનેતર કયા હવારે
જીરે ડોશીડા વીરા વીનવુ, જીરે સારા સારા પાનેતર લઇ આવકે
પનોતી પાનેતર કયા હવારે
ભાઇરે રંગારા વીરા વીનવું, સારા સારાં પાનેતર રગી લાવ કે
પનોતી પાનેતર કયા હવારે
કયા માણુસે મુલવ્યાને સાહવ્યારે, કયા માણુસે ખરચ્યા છે દ્રવ્ય તો
પનોતી પાનેતર કયા હવારે

ઓઢી પેહેરી લાડવઈ સચર્યા રે, પુછે છે નગરીના લોક તો
પનોતી પાનેતર કયા હવારે.

---

(૧૬૧)

પચવદની પચ કલ્યાણી, પચ દેશથી ઘોડીરે આવી
ઘોડી સોનાની સકળે બધાઇ, ઘોડી રૂપાને ખીલડે હકાઈ
હવે ગાઓરે ઓદિચની ન્યાત, એની નાતમા મધમધરાત
એના છોકરા ઊધી જાય, એની બૈરીઓ ડોલ્લા ખાયરે
એની નાતમા આધળાની લડાઈ થાય, એના માટીડા લડવા જાય
એની નાતમા ખમીસ પેહેરીને જાય તેના ખમીસ ઊતરાય,
એવી એવી ઓદીચની નાત હવે ગાઓને ભાઠેલાની ન્યાત
ભલ' ભાઠેલ ભથરોટ એવા ભાઠેલા ભોટ
કડા પહેરીને જાનમા જાય, પણ કોડી એક ન કમાય
ખાલી ઠકરાઇ ને હાથમા છાણુ મોટી વહુ છતા નકરે આણુ
એવી ભાઠેલાની નાત, હવે ગાઓરે નાગરની ન્યાત
એની ગોત્રેજ ઢડાની કહેવાએ, સાવ્ણીને સુપડુ મુકાએ
એના હાથમા પાનની કોળી, વાહણુ વાએને મૈગર દોડી
એને પલ્લે ભરાઇરે પેટી, એવી એવી નાગરનીરે બેટી
એવી નાગરનીરે નાત હવે ગાઓરે વાણીઆની ન્યાત
વાણીઆ ઓછુ ઓછુ તોળે એના બૈરા છોકરા તોતડુ બોલે
એને હજાર બારસેના પલ્લાં, વાણીએણના નસકોરા વલ્લા

એવી વાણીઆની ન'ત હવે ગાએ રે કાયચની ન્યાત
ભલા કાયચ મહેતા કહેવાયે, હમ વાગે અદાલત જાયે
એના લગ્નમા રીતભાત થાય, વહુ છોકરીને ગોર તેડવા જાય
એવી એ કાયચની ન્યાત, હવે ગાઓ સોનીની ન્યાત
સોની વાલમાથી રતી ન મુકે, સગી બેન ભાણેજ ન મુકે
એવી સોનીનીરે ન્યાત, હવે ગાઓરે સણવાઇની ન્યાત
સણવાઇ પહેરે સોળ હાથની સાડી તોએ અડધી જાગ ઊઘાડી
એના છોકરા બોબડું બોલે, એના બૈરા માથે નહીં ઓઢે
એવીએ સણવાઇની ન્યાત
લાડ, મોડને ત્રીજા મેવાડા, એ ત્રણ ન્યાતમા થાય એડવાડા

---

(૧૬૨)

મે તો હરખે ચાપલીઓ રોપાવીએ રે
મ્હારો ઊછેરતા ભવ જાય,
ફૂલડા વેળાએ માળી લઇ ગયારે
મે તો હરખેને લાડવાઇ મોટા કર્યા રે
મ્હારો ઊછેરતા ભવ જાય,
કામની વેળાએ જમાઇ લઇ ગયારે
મે' તો હરખેને જીપ્રાવર મોટા કર્યારે
મ્હારો ઊછેરતા ભવ જાય,
કમાઈ વેળાએ વહુએ વસ કર્યારે

---

(૧૬૩)

કુંવર સોડ વાળી વાળી સુએરે, બોલાવ્યા બોલે નહિ
કુવર ચંદ્રમા ચુટી ચુટી માગેરે, ચદ્રમા ઘણે વેગળે
કુવર ચંદ્રમા ચદ્રમા શુ કરો
કુવર ચદ્રમા તમારા બાપ, તેઓ તમને મનાવશે
કુવર નક્ષત્ર ચુટી ચુટી માગેરે, નક્ષત્ર ઘણે વેગળે
કુવર નક્ષત્ર નક્ષત્ર શુ કરો,
કુવર નક્ષત્ર સરખીરે બાડી તેઓ તમને મનાવશે

---

(૧૬૪)

ગોવિદ ગુણ ગાવુ સદારે, ગરૂવા ગુણ ભડાર
દેવકી કુવર દયા કરો, રહ્યાનદ જસોદાને દ્વાર
શ્રી કૃષ્ણની ઘોડલી
ગોવિદ ગોકુળમા રમ્યારે બ્રીજનારીની સાથ
આહીરડામા ઊછર્યો, રહ્યા દ્વારકા વેકુઠ નાથ
શ્રી કૃષ્ણની ઘોડલી
સોળ સહુસ્ત્ર સગે રમ્યારે સામળીયો સુકદેવ
ભીમક તનયા રૂક્ષમણી તેનો કરવો જન રક્ષ ઘેર સગ
શ્રી કૃષ્ણની ઘોડલી
બાપે તે બહુ દળ મેળવ્યારે ભ્રાત કરે છે ભગ
રૂક્ષમણી કાગળ મોકલે, વેલા આવજો બ્રહ્મ સ્વરૂપ
શ્રી કૃષ્ણની ઘોડલી

રાવણુ રોળ્યો રણુ વિષેરે જાન કીજીને કાજ
જઈ જીતો શિશુ પાળને, આવેલાની રાખજો લાજ
શ્રી કૃષ્ણુખ ઘોડલી
ત્રંબક ધનુષને સજ કરો, પ્રભુ રાખજો મુજને પાસ,
શ્રી કૃષ્ણુની ઘોડલી
કાગળ લખ્યો કામનીરે, વિપ્ર ચલાવ્યો ખેપ
વાચી જોજો વિઠલા મન આનદ પામજો દેવ
શ્રી કૃષ્ણુની ઘોડલી
શ્રી સ્વસ્તિ પુરી દ્વારકારે, વિઠ્ઠલ વૈકુઠ નાથ
જનમો જનમ લગી તારૂણી, આવેલાની લાજ
શ્રી કૃષ્ણુની ઘોડલી
વિપ્ર દ્વારિકા આવ્યારે જયા છે હરિનુ મંદીર
રાજ આસન થકી ઊઠી આરે, આવ્યા વિપ્રની પાસ,
કહોજી કયા થકી આવ્યા, કાગળ તે શાના લાવ્યા
શ્રી કૃષ્ણુની ઘોડલી
વિદ્રુમનગરીનો રાજીયોરે ભીમક તેનુ નમ
પુત્રી તણોરે વેવા માંડયો, તેનુ રૂક્ષમણીએવુ નામ
શ્રી કૃષ્ણુની ઘોડલી
બાપે તે બહુ દળ મેળવ્યારે બ્રાત કરે છે ભગ
રૂક્ષમણીએરે અમને મોકલ્યા, વેલા આવજો બ્રહ્મસ્વરૂપ
શ્રી કૃષ્ણુની ઘોડલી

રાજ સભામાંથી ઊઠીઆરે, આવ્યા પોતાને ઘેર
વાસુ દેવે તેડા કર્યા મળ્યુ જાદવ કુળનુ સેન
શ્રી કૃષ્ણની ઘોડલી

જાદરણી જુગતે મળીરે જાદવ કુળની નાર
નમણે નવાડયા શ્રી કૃષ્ણને ત્યા માનુની મગળ ગાય
શ્રી કૃષ્ણની ઘોડલી

હસ્તીનાપુરથી તેડાવ્યારે પાચેને પાડવ
કુન્તાજી દ્રોઈ સાથે આવ્યા તેણે માડયા છે ગોત્રેજ માય
શ્રી કૃષ્ણની ઘોડલી

આહીનની ઘરૂણી મળ્યારે રાદેલ માડયા જાગ
અપસરા આવે ઇદ્રની શીવશકર બ્રહ્માની નાર
શ્રી કૃષ્ણની ઘોડલી

તેલ કચોળા ને આમળારે ઊસ્નોદક અતિસાર
નમણે નવડાવ્યા શ્રી કૃષ્ણને ત્યા માનુની મગળ ગાય
શ્રી કૃષ્ણની ઘોડલી

નહી અગોળીને ઊડયારે, અગુ છે લોહયા મુખ
પીળા પીતાબર પેરણે પેકેર્યાં કેસરી વાઘાલાલ
શ્રી કૃષ્ણની ઘોડલી

(૧૬૫)

## તુળસી વિવાહ

હમારા તુળસીને મહાદેવના માગા
મહાદેવના માગા દાદા પાછારે વાળો
એક જટા ને જળાધારી, હો રામ તુળસી હરહર બ્રહ્મા
તુળસી બાળકુંવારા.

હમારા તુળસીને બ્રહ્માના માગા
બ્રહ્માના માગા દાદા પાછારે વાળો
બ્રહ્મા તો સૃષ્ટી નીપજાવે, હો રામ તુળસી૦
હમારારે તુળસીને ગણપતિના માગા
ગણપતિના માગા દાદા પાછારે વાળો
દુંદ મોટી ને શુંઢ લાંબી, હો રામ તુળસી૦
હમારારે તુળસીને ચંદ્રમાના માગા
ચંદ્રમાના માગા દાદા પાછારે વાળો
કોર ખાડી ને પાંપણું મોટી, હો રામ તુળસી૦
હમારારે તુળસીને સૂર્યના માગા
સૂર્યના માગા દાદા પાછારે વાળો
સૂર્ય આકરો ને તાપ બહુ પડે, હો રામ તુળસી૦
હમારારે તુળસીને દરીઆના માગા
દરીઆના માગા દાદા પાછારે વાળો
દરીઓ તો ચોપાસ ભરીઓ, હો રામ તુળસી૦

હમારારે તુળસીને હરમાનના માગા
હરમાનના માગા દાદા પાછારે વાળો
તેલ ચઢે ને ચીર ચીગટાય, હો રામ તુળસી૦
હમારારે તુળસીને કૃષ્ણના માગા
કૃષ્ણના માગા દાદા માથે ચઢાવો
એક ઠાકોર ને બીજી ઠકરાઈ હો રામ તુળસી હસવારે લાગ્ય

---

(૧૬૬)

## રૂકમણી વિવાહ.

સરસ્વતિ સ્વામીને વિનવું, ગણપતિ ચરણે હુ નમું,
શુધિ બુધિ અમને ભજીયે, રામનામ શુ રંગે રમુ.
એક રંગે રમે રંગ તાળ, જય દેવ જગદાધાર રે,
સ્વામી દીન જાણીને દયા આણી, તમને શુ કહેવુ અપારરે
એક નગરીનો ભીમક રાજા, તેની કન્યા રૂકિમણી,
વારૂ તે વર જોઈ દીને, ચિતા થઇ છે અતિઘણી
રૂકમૈયોરે કહે છે તાતને' શિશુપાળ રૂકિમણી દીજીયે;
કોઇ એક વેવા કારજ હોયે, સગો સમર્થ કીજીયે.
રૂકિમણી કહે છે તાતને, શિશુપળ વરને હુ નહિ વરૂ,
જાદવ વશી છે શ્રી કૃષ્ણજી, તેઓ તણી બ્હાય હુ ધરૂં.
એના લગ્ન લીધા ઉતાવળા, શિશુપાળને તેડા ગયા,
જરસઘ સમર્થ જાણીને, જાને તે તેડી લાવજો.

એના વાજીંત્ર વાગે નાના વિધ ઘણા, રૂકમૈયો ચાલી સામો ગ
હળ દીઠુંરે શિશુપાળનુ, રૂકમૈયો મનમા હરખીયો
અમારા ઉતારા ભલા આવીયે, સેવાતે કિજીયે અતિઘણી
એને ભાવતા ભોજન જમાડીયે, ખાજા લાડુ ને લાપશી
રૂકિમણી કાગળ લખી કરી, આપ્યો તે બ્રાહ્મણ હાથરે
તમે વેગે પધારો વિપ્રદ્વારીકા, જઇ જાણ કરો જદુનાથરે
વિપ્રે તે મન વિમાશીયા, હવે શો કરૂં હું સંચરે,
કયા કૃષ્નને કયા રૂકિમણી, અમને તે લાગ્યા ભમરે
સરોવર પાણી પી કરી, સુતો તે વાડી માહ્યરે,
જાગ્યો તો દ્વારિકા, હરખીયો હૈયામા બહુ

વળાણ

આ રસીયો તે વાડીમા સુતો. જાગ્યો જઇ દ્વરિકા પહોચ્યો,
કહોરે બ્રાહ્મણ કયાનારે આવ્યા, કાગળીયા તે શાનારે લાવ્યા
વૈદર્ભ દેશનાબ્રાહ્મણ આવ્યા, કાગળીયાં તે ત્યાનારે લાવ્યા
પહેલા બ્રાહ્મણ આસન દીજે, પછી વાત વિચારીને કીજે.
પહેલા બ્રાહ્મણ જળ લોટા દીજે, પછી વાતની ગોઠડી કીજે,
પહેલા બ્રાહ્મણ આગોળ દીજે, પીતામ્બર હાથમા લીજે.
પહેલા બ્રાહ્મણ ભોજન કીજે પછી કાગળ વાચીતે લીજે;
પહેલા બ્રાહ્મણ મુખવાસ દીજે, પછી સારી શીખામણ લીજે
મોકલ્યો તમારીરે નારી, વાચી જોજોરે દેવ મોરારી;
મોકલ્યો તમારીરે કન્યા, રૂકમૈયે કર્યો છે રે અન્યા.

સ્વામી ગરૂડ પલાણીતે આવો, જાદવજીની સેનારે લાવો,
શિશુપાળ આવ્યો લેઇ જાશે, સ્વામી લજ્જા તમનેરે થાશે,
શિશુપાળ આવ્યો હરિ જાશે, દેશે દેશમા વાર્તા થાશે,
ગયા જન્મની હુ છુ તમારી, ગ્એ મુકતા મુજને વિસારી
ડહેરા દીધાજી અબિકા ઓટે, રૂકિમણી ગોખે ચ્હડીને જુએ,
રૂકિમણી ગોખે ચ્હડી ચ્હડી જુએ, કૃષ્ણ કરીને રૂએ
રૂકિમણી ગોખે ચ્હડી જુએ ઝાળી' હજીુએ ન આવ્યા વનમાળી,
હૈયાનો ઉતાર્યોરે હાર, રૂકિમણી રૂદન કરેરે અપાર
અગની ઉતારીરે ચોળી, ચુડી કાકણુ નાખ્યારે મોડી,
એટલે અાવ્યા એમની માત, કેમ રૂવો છો બાળ કુંવારી
પીઠી પેડી તે આખે નડે છે, તેથી આસુ અપાર પડે છે,
એટલે હરિ ભટ દીઠારે દુર, હૈયામા ને સાગરપુર.
એટલે વિપ્રે વધામણી દીધી, રણી રૂકિમણી મનમારે ગચી,
વધામણી દીધી વિપ્રે થઇ રાજી, રાણી રૂકિમણી મનમારે લાજી
મારી સૈયરનેરે તેડાવો, નાના વિધના પુજાપા અણાવો,
જળ નિરમળે ભરાવો ઝારી, ઉપર દીપક લ્યો અજવાળી
મોતીડેરે ભરાવોરે થાળ, ઉપર શ્રીફળ મુકો બે ચાર,
રૂકિમણી અબિકા પુજવા જાય, ત્યા તો માનિની મગળ ગાય
રૂકિમણી અબીકા પુજેરે બાળી, ત્યા તો વેદ ભણેરે શ્રીમાળી,
રૂકિમણી અંબીકા પુજેરે કળીચે, શ્રીકૃષ્ણ આવ્યા મન રવિએ.
રૂકિમણી અંબીકા પુજેરે કોડે, શ્રીકૃષ્ણ ચઢયા વરઘોડે,

પુજી આજીને પાવલે લગ્યા, હૈયામા હરિ વર માગ્યા
પૂજી આજીને પાછારે વળીયા, શ્રીકૃષ્ને તે બાહેડા ધરીયાં,
એવા રથે બેસાડયાંરે રાણી, રૂકમૈયાને બાધ્યારે તાણી
રૂકમૈયો નાઠો નાઠો જાય, કૃષ્ણુ બાહે મેલીને સ્હાય,
રૂકમૈયાને ઠોકર વાગી રાણી રૂકિમણી મનમારે લાજી.
સ્વામી તમે બનેવીએ સાળો રૂકમૈયાને પાછારે વાળો,
સ્વામી તમે ભર્થાર અમે કન્યા, રૂકમૈયો કચેૌ છેરે અન્યા,
એટલે દીઠા કુવારીકા વળી ત્યારે વિસાર્યો પોતાની માડી,
એટલે દીઠા કુવારીકા હિરા, ત્યારે વિસાર્યા પોતાના વિરા

---

(૧૬૭)

## રૂકિમણી હાર

સરસ્વતી સ્વામીને વીનવુ, ગણુપતિ લાગુ પાય,
દ્વારામતિનો રાણો રાજીઓ, ચૌદ ભુવનનો રાય,
દ્વારામતીનો રાજા કહિયે, ચૌદ ભુવનનો સ્વામી,
શિશુપાળને જે યુદ્ધે જીત્યો, ભીમક કુમારી આણી,
દાવાનુ દળ નાઠુ જાય, રૂકમૈયો પૂઠે થાય.
રથ સહિત સૌતાણી બાધ્યા રૂકિમણી લાગ્યા પાય,
રૂકિમણી વચને હરિસતોષ્યા, ગોવિંદકાપ્યા બધ.
કાળ કેરા અમર ધર્યો કુવર નાના કથ,
કપુર વણુજને કાચલી, ચકાવલી વેચે પાન.

મુળમહાદેવે ચોરી રચી, ત્યા પરણ્યા ભગવાન,
હાલે વાસે લીલે કલશે, ત્યા પરણ્યા રૂકિમણી
રૂકિમણી પરણીને ઉઠયારે, દાસ પહોરાવે ચીર,
બળભદ્ર બંધુ જાગ્યારે, રાણી રૂકિમણીના વિર
ખોળે બેસાડયા રાણી રૂકમણીરે, હરખ્યા તે શ્રીવસુદેવ,
ખોળે બેસી ભણ્યું શ્લોક, ગોવીન્દની પટરાણી,
ખોળે જો ઊંતરૂસસરા, હાર આપો આણી,
સૌ સણગાર સલુણા દીસે, હાર વિના નવ શોભે,
કાને કુંડળ ઝલ ઝળકે, કંઠે હાર શોભે,
કઠના ગોદડ ઝુથણારે, જમણી મોતીની સેર,
દોરી અણાવો ઝાઝ હિરનીરે, તેડાવો ઝવેરી બે ચાર,
ઝવેરીના ચાર મ્હેતા એમ બોલ્યા વાસુદેવ
વહુ ગોરીનો હાર પોવતા, વાર લાગેતતખેવ,
બાસેઠ ખાના ચોસેઠ જાળી, વચ્ચે મેલો પરવાળી,
લાલ પીળોને પીરોજી, જોડ સંગની સારી,
સાગ શીશમના ઢાલીયારે, મશરૂની તળાઈ
શ્રીકૃશ્ન પોઢયા રૂડી સેજડીરે, રૂકિમણી ઢાળે વાય,
વા ઢળતા આવી નીદરડીરે ઉશીકે મેલ્યો હાર.
હાર હર્યો શ્રીદામોદરેરે, રૂકિમણી નિદ્રાભેર.
સૂર્ય ઉગેને સુતી જાગે, ઉશીકે નવ દેખે
રાણી રૂકિમણી નાથ જગાડયા, વાત સઘળી પેખે,

અહિ હતાને ક્યાગયા મારો હાર કોણે હરીયો,
શ્રીકૃષ્ણ ચોર મે જાણીયો હરિઠગ અવતરીયો,
સમકરૂ સઘળા કરૂને. દેવે ચઢાવુ પાણી,
જો મે તો ત્હારો હાર હર્યોતો આપુ બમણા આણી
સમર કરૂ સઘળા કરૂન દેવે ચઢાવુ ફુલ,
જો ત્હારો હાર હર્યો તો આપુ બમણા મુલ,
સમ કરૂ ને ટાઢા શીળા, જો મે નથી દીઠો,
સમર કરૂં ને ઊના શીળા જો મે દૃષ્ટે દીઠો,
લાવો વ્હનિએ પેષ ભરૂ, રાણી રૂકિમણી રીઝે
લાવો વિષ ઘોળી પીઉ, રાણી રૂકિમણી રીઝે
લાવો કટારી કેડ ધરૂં, રાણી રૂકિમણી રીઝે,
મામો કંસાસુર માર્યો, ત્યારે કોણ હતું પાસ;
માસી તણા પ્રાણ સોશીયા ત્યારે કોણ હતુ પાસ,
નાગ નાથી ઘોડે ચડયા કૃષ્ણ થયા અસ્વાર,
ચાંદા તારેને ચાદરણે, આખી રાત અજવાળા,
હરણા હર્યા છેરે મલપતા, કૃષ્ણ લે છેરે તાળી,
પાછલી રાતના ઉઠીને, વહુએ મહીરે વલોવ્યા,
છાસે ભર્યા રે બે ગોરસડા, માખણ લેરે મૈયારી,
સરા સરા ઘી સ્વાદીયા, વાડી સબર સભારી

---

(૧૬૮)

## રૂખમણી હરણ

પ્રથમ શ્રીગુરૂ પદ પ્રણમુ હું પ્રીતે શ્રી કૃષ્ણ રૂપ હૃદે ધરૂં રે,
શ્રી રૂખમણીજીનો વિવાહ સંક્ષેપે, પદ બંધ પ્રેમ ધરી કરૂં રે,
શ્રી ભાગવત દશમસ્કંધ મધ્યે ત્રેપનમા અધ્યાય વિષેરે,
શુકજી કહે સુણો રાય રૂખમણીજીનુ હરણ કર્યું દ્વારિકાધીશેરે.
વૈદર્ભ દેશ વિખ્યાત રાજાજી, કુંદન પુર ત્યાં કોડામણુ રે
રાજ્ય રૂડું ભીમકરાય ભુપતિનું, ભાગ્ય શુ વરણવુ તે તણું રે
પાચ પુત્ર તેમા જ્યેષ્ટ રૂકમૈયો, પુત્રી છે એક શ્રી રૂકિમણીરે;
પ્રકટયા છે શ્રી મહાલક્ષ્મીજી પોતે,ગુણ શા શા ગાઊ હું તેનાવળીરે
કન્યા કાળ કુંવરીનો આવ્યો, માતા પિતા મન ધરીયુરે
રૂપ ગુણ સમોવડ શી રીતે, શ્રીકૃષ્ણ વરે વીચારીયુ રે,
કુટુંબ સહોદર સૌ કોને ભાવ્યુ, એક રૂકમૈયાને ના ગમ્યુ રે,
એરે ગોવાળ કયમ વરે મારી ભગિની, કન્યાદીધી ત્યા ઠર્યું નમ્યુ રે
દમ ઘોષનો સુત શીશુપાળ રાજા, કુળવંત છે જગનામનારે
તેની સંધાતે મારી બેન પરણાવુ, સમર્થ કો સમે કામનારે,
એમ કહી તતકાળજ ઊઠયો, વેગે કહાવ્યુ શિશુપાળનેરે,
લગ્ન ઉપર જાન લઇ વહેલા આવો, સંગે લવો બહુ ભુપાળનેરે,
શુણી એમ સન્માન સૌ ઉઠયા, ઊધમ માંડો વહેવા તણોરે.
શુણી રૂકિમણીજી ને તો ઝાળ લાગી, ઊર પરિતાપ થયો ઘણોરે,

જે જે દેશથી જે દ્વિજ આવે, તેને પુછીને નિશ્ચે કર્યું રે.
સર્વે કહે નહિ કો કૃષ્ણ તોલે, સાભળીને ચિત્ત ત્યા ઠર્યું રે;
નારદે પણ કહ્યુ સૌ ગુણ પુરણ, એક શ્રીકૃષ્ણ નિશ્ચય કરીરે.
એમ શુણી દેહ આત્મા પોતાનો, મન થકી અર્પ્યો શ્રી હરિ રે,
અન્ન ન ભાવે ને નિદ્રા ન આવે, કહેવાય નહી દુ ખ કોઇનેરે,
નાથ સભારે ને નિશ્વાસ મૂકે, રાત દિવસ કાઢે રોઇને રે,
એવામા જાન લેઇ શિશુપાળ આવ્યો, સાથે છે રાજા બીજા બહુરે,
કાશી રાજા દતવક જરાસધ, શાલ્વ સહિત સેના સઊરે.
સ્હામા જઇ ભૂપે સન્માન કરીને, લાવી ઉતાર્યા છે બાગમારે,
આવ્યો છે કોડે જશે મોટી ખોડ, ધિક્કાર ફટ એના ભાગ્યમારે.
દુષ્ટ આવ્યો શુણી કુવરીજીને, તાલાવેલી લાગી તનમારે
કેમ કરૂ કોની સઘાતે કહાવુ, ધારે વિચારે છે મનમારે
એવામા એક આશ્રિતદ્વિજ ઘરનો, આવ્યો દેખી ધાર્યું ચિત્તમારે;
શાન કર્યો તેડીને સુકુમારી, આવો ગુરૂજી એકાતમારે
નેડી બેસાડી કીધો મનસુબો, પત્ર લખી એક આપીયું રે,
રારા મતિ પતિને જઇ કહેજો, જેવુ છે ઉર દુઃખ વ્યાપીયુ રે;
ણ દિવસમા છે લગ્ન તે કહેજો, વહેલા વળજો પેખુ પથનેરે;
મબીકા પુજી પાછી વળુ જ્યાથી, મુજનેવરે કહેજ્યો કથનેરે,
ીખત્રી સદેશો ને વિપ્ર વળાવ્યો, વાડવ ચાલ્યો વેગે કરીરે;
ાત*છે તે ગમતી એક દિવસમા દ્વારિકા દેખાડી શ્રી હરિરે
ારખતો નગર શોભા દ્વિજ ચાલ્યો, જોઈ પ્રસન્ન બહુ થયોરે.

પુછતો પુછતો હરિ મ્હેલે આવ્યો, દ્વારે આવીને ઉભો રહ્યોરે,
પ્રભુજીને કહાવ્યુ પ્રતિહારી સાથે, કહે કોઇ બ્રાહ્મણ આવીયો રે,
આજ્ઞા જો હોય તો મ્હેલમા આવે પત્ર કોઈનુ લવીયોરે,
દ્વારપળે સંભળાવ્યુ પ્રભુજીને, પત્રની વાત ત્યા સાભળીરે,
નાથ કહે લાવો દ્વિજ રખે ખાળો, અતરજામી પામ્યા રળીરે
સાભળી વચન ને સેવક દોડયા, ભટજીને ભુવનમા લાવીયારે,
દેખી પ્રભુ સિહાસનથી ઉઠયા, દ્વિજ વર ત્યાં પધરાવીયારે,
અર્ઘ્યપાત સહિત પુજા કીધી વિધિએ, વદન કીધું વિશ્વભરેરે,
ભોજન કરાવીને તબોળ આપ્યુ, પોઢાડયા ચારૂ શૈય્યા પરેરે,
પાસે બેઠા એક શ્રી હરિ પોતે, અવર નહિ કોઇ તે સમેરે,
હસ્ત જોડી શ્રી હરિ એમ બોલ્યા, ધન્ય ભાગ્ય પધાર્યા તમેરે,
તમ સરખા મહામુની વર દુર્લભ સતોષી સંત તપોનીધિરે,
વિનય વિવેક મધુર વચનથી, આગતા સ્વાગતા બહુ કીધીરે,
કહો રૂષિ કારણ આવ્યાનુ હવે, કોણ દેશથી આવીયારે
વૈદર્ભ દેશ વિષે અમો વશીએ, પત્ર આપ્યું એક લાવીયારે,
આદર સહિત લીધો પત્ર પ્રભુજીએ, પ્યારીનુ છે ઉર ચાપીયુરે,
જોતા આસુના બીંદુ માહે દીઠા, વિરહ મુદ્રા માહે છાપીયુરે,
પ્રીતી પ્રિયાની લહી નેત્ર ભરાયા, ગદગદ કઠ થયા ઘણુરે,
પત્ર આપ્યુ પાછુ ભટજીના કરમા, વાચો તમે અને હુ શુણુરે,
વાચે છે વિપ્રને શામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યુ એમ પ્રેમદારે,
સ્વસ્તી શ્રી દ્વારિકાના નાયક, રાજ રાજેશ્વરી છો સદારે.

ત્રિભુવન નાથ અનાથના બંધુ સમર્થ ચતુર ચિંતામણીરે,
કુંદન પુરથી લિખીતંગ તમ પદ પંકજ કિંકરી રૂકિમણીરે
પ્રાણપતિ અભિવંદન તેના અગણિત સેના લાવજોરે,
જેમ અત્ર રાખી છે તેમજ રહી છુ કુશળ સહીત વહેલા આવજોરે
અપરંચ એજ લખ્યા કારણ છે સૌ ગુણ નીધિમા શુરૂપા હરિરે,
તે થકી ચિત્ત મ્હારૂ લોભાણુ, મન થકી હુ તમને વરીરે,
આપ કહેશો કુળવત કન્યાને, ન ઘટે કહેવુ સ્હામુ કંથનેરે,
તોપણ સત્ય લૌકિકની રીતે, પળવુ પણના પંથનેરે
હુ તો તમારી સદા છુ વિચારો, તે માટે મન તમમા ઠરેરે,
પણ કીર્તી શુણી વિધમા વનિતા, કોણ એવી તમને ના વરેરે
માટે સોવાતની એકજ કહું છુ, આવે સમે રખે ચૂકતારે
ત્રણ દિવસમા છે લગ્ન પારવતી, પુજા ત્યાથી રખે મૂકતારે.
તેડયો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બીજા સૌને તમે ભાવતારે,
સિંહનો ભાગ શિઆળ ના પામે, જોજો આળસ ઉર લાવતારે
આળસ કરશો જો જીવન મારા, તો મારા પ્રાણ નિશ્ચેજશેરે,
જન્મો જન્મ તમને નહિ ભુલુ, જ્યારે મળીશું ત્યારે સુખ થશેરે.

વલણ

સુખ થશે પ્રિયતમજી, જ્યારે ગ્રહેશો હાથ,
દાસ ભણી દયા કરો, પ્રભુ દીનાનાથ.

---

(૧૬૯)
## રાધા વિવાહ

પ્રથમ શ્રી સારદા વરણુવું, શ્રી ગુરૂ લાગુ જી પાય,
વહેવા ગાઈએરે રાધા કૃષ્ણને, મનમા હરખ નમાય.
બીજ મડળ અતિ શોભતાયે, ત્યા વસાવ્યાજી ગામ
બ્રિજ મદિર અતિ શોભતાં, ત્યા બરસાણારે ગામ
આહિર સૌ કેઈ ત્યા વસે, અધિપતી છે ભીખુભાણ.
તેને તે એક પુત્રી હતી, પાડયું રાધારે નામ,
કાલુ ને ઘેલુ બોલતી વ્હાલી લાગે ઠામોઠામ
સાત વરસનો સમો થયો, થયો કન્યારે કાળ,
માતા પિતા બધુ હરખીયા કરે વહેવાના વિચાર.
ટોળે મળીરે સર્વ સુદરી, વીનવે પોતાની વાત,
ઉપવન રમવાને અમે જઈએ, રમવા રાધા સઘાત  વરરે૦
વચન શુણીને મન હરખીયા, તેડી પોતાનું તન,
આભુષણ અગે ધારીયા, થયા સૌ ખુશી જન  વરરે૦
વદન જોતીને દષ્ટે ન્યાળતી, લેતી ભામણલારે માત.
આજ્ઞા માગીને સચર્યા, રમવા સહીયરો સાથ.  વરરે૦
કથ ઉપર કર નાખીને, હસતી ચાલીરે વન,
વનની શોભારે શી કહુ, થાકે સહસ્ર વદત  વરરે૦
ઉપવન અતિ સર્વે શોભતા, વૃક્ષ જાળ તાલ તમાલ;
લવીગ લતા અને કેતકી, મધુકર કરેરે ગુજાર.  વરરે૦

મોર ચકોરને કોકીલા, કરે શબ્દ રસાળ,
બપૈયારે પિયુ પિયુકરે તો રમે બ્રિજનારે બાળ, વરરે૦

કો પદરની ને શોળની, સઘળી સરખે પ્રમાણ,
કો ગોરી ને શામળી, કોઇ ભીનેરે વાત વરરે૦

ચતુર શીરોમણી રાધિકા, રામા રૂપનું ધ્યાન,
સઘળા સખામળી ગોપના, આવ્યા જ્યા ભગવાન વરરે૦

રમીએ તે સર્વે સામટા, કરીએ એક વિચાર,
આભરણ ધરીએ પુષ્પના, સજીએ બહુ શણગાર વરરે૦

ફુલના ચણીયા ને ફુલની ઓઢણી, ફુલની ચોળી ને ચીર,
ફુલે ફુલી સઉ સુંદરી, અલબેલી આહીર. વરરે૦

**વલણ**

રમે રાધિકા રૂપમાં રંગ રાતી, કરે કામિની કેવી જોબનમાતી,
સર્વે સુંદરી એકઠી ઠામ પામી, મળ્યો તેહને સુંદરીનોરે સ્વામી.

જેડી દડા રમે કૃષ્ણજી, રમતા આવ્યાજી વન,
નયને તે નીરખ્યા રાધીકા, નીરખી મ્હોયાજી મન વરરે૦

કામિની કહે સુણો કૃષ્ણજી, સુણો સુખનીરે વાત,
અમને રમાડો કે તમે રમો, દડો આવેજી હાથ. વરરે૦

દડોરે લઈ દામોદરે, ફેકયો રાધાની પાસ,
હસતેરે હસતે ચાલીયા, અમશું કરોરે હાસ વરરે૦

તમેરે થાઓ વર વીઠલા, રાધા કન્યારે થાય
એમ કરીએ વર બેવડો, જુગમા જોડુ કહેવાય, વરરે૦
વિધાત્રાએ વારૂ કીધુ, સરખા સરખીરે જોડ
કોઇ જરી ન કાઢી શકે, ગુણુ રૂપમા ખોડ, વરરે૦
એક રાધાનીરે મા થઇ, એક કૃષ્ણની માત,
બોલ મેળાપ કન્યા હવા, સોવાસણુ મળી ચાર વરરે૦
એક કદમનેરે છાયડે, કરવા સઘળીરે રીત,
પીઠી તે પ્રમદાને ચઢે, ગાય વેવાહનારે ગીત વરરે૦
કહાન કુવર પરણાવીએ, એને કરી વરમાળ,
માનીની સર્વે ટોળે મળી, ખુશી થઇ તત્કાળ વરરે૦
ચતુરાયે તે ચોરી રચી, બાધ્યા કકણુ હાથ,
છોડને છોરા દોરડો, તેડ તારા નદજી તાત વરરે૦
કકણુ હરિથી છુટે નહિ, કરવા સઘળીરે રીત,
ઘુઘટડો તે ગ્રહી કરી, જોતી હરિ ધરી પ્રીત. વરરે૦

વલણ

ગ્રહી ઘુમટો કામિની કથ જોતી,
ભરી નેત્રને માનીની મન મ્હોતી.

વદન વિકાસ્યુરે વિઠ્ઠલે, ઠગવા ગોપીરે નાર,
ધ્યાન ધરે જોગી તણા, રામા ઘેર રમત અપાર. વરરે૦
કૃષ્ણજી કહે શુણો કામિની, મારા સુખનીરે વાત
નિત્ય ઉઠી રમવારે આવજો, કરશુ આવો સઘાત. વરરે૦

રમીને રાધા ગઇ એકલી, આવી પોતાને ઘેર,
કુંવરીનુ મુખ કરમાઇ ગયુ, જનનીએ પુછીરે પ્રેર. વરરે૦
કામણુ કરીનેરે કુંવરી, રમી તુ કોનીરે સાથ,
શુણુ માતા વર વિઠ્ઠલો, રમી તેનીરે સાથ વરરે૦
સહિયર મળીને વહેવા કર્યો, સસરા શ્રી નંદરાય,
સાસુ મારીરે જસોમતી, કર્યા વર જગરાય વરરે૦
ચતુરાયે ચોરી રચી, રચ્યો સાર કંસાર,
વેદ મંત્રે તે જમાડીને, પામ્યા હર્ષ અપાર વરરે૦
સોનાના થાળ અણાવીયે, રૂપલા ઝારીરે હાથ
ઘી અણાવોરે ગૌરી તણા, પીરસો સૌ સાથ, વરરે૦
કૃષ્ણુ જમાડે રાધાજીને, કૃષ્ણુ ને રાધીકાય,
પરણીને ઉઠયારે પ્રેમદા, સુંદરી સાસરે જાય વરરે૦

---

(૧૭૦)

## ઇશ્વર વિવાહ

શંકર સારદાને શીશ નમુ, ગરવા ગણુપતિ જુઓ મુજ સ્હામુ
સ્મરૂ શારદા સમર્થ જાણી, અંબા આપો અવિચળ વાણી;
પરમ દીન પુછે છે વાત, કેમ પરણ્યા તે શંભુ નાથ,
વેહેવા વૈકુંઠનાથે વખાણ્યો, વેહેવા દેવીદાસે જાણ્યો.
પ્રભુજીનું નામ પુછ્યુ઼ં, વેહેવા વિગતે કરીને ગાવુ.

## વલણ

ચેહેવાને વિગતે વર્ણવું, મોરી માતાજી કરો કલ્યાણ,
દીન વચન દેવીદાસના, દેવી કરીને પ્રમાણ
એક સમે નારદ આવીઆ, જ્યા હતા શંભુનાથ,
પ્રીતે શુ પ્રભુજીને પુછવુ, કહે ઋષિ આગળ તે વાત
નારદ કહે નયને નીરખતા, એવી કન્યા ન જાણુ કોય
રૂપોવટ શંભુનાથની, સરખા સરખી હોય,

રાગ ઊપરનો

વળતી ઋષિએ માડી વાતરે, તમે સાભળો શંભુ નાથરે,
અહીંથી દૂર ઘણી ભૂમી થાયરે, ઋષિ રહે છે હિમાચળ રાયરે
તેને કૂળે છે કન્યા કુવારીરે. કોડે શોભા તેની ઘણી સારીરે
મહા રૂપ અનુપમ સારરે, દીસે દેવી તણો અવતારરે
શોભા કેહેતા ન આવે પારરે, થાકે શેષના વદન હજારરે
હીંડે હંસ તણી ગતિ ધરતીરે, ભૂમી ઉપર ડગલારે ભરતીરે
કટી જાણી એ કેસરી લકરે, મૂખ જાણી જશી અકલકરે
વેણુ વાસુકી જેવી જણાયરે, દીસે કંચન સરખી કાયરે
ચરણ કદળીના સ્તંભ શા જાણુરે, તમ ઋષિથી અધિક વખાણુંરે
બાળા બેઠી છે બાળ કુવારીરે, શામા શોધે વરને વિચારીરે
કહે નારદને મેના સરખીરે, દેવ કન્યા છે શંભુના સરખીરે
શંભુ કહે નારદ તમે જાઓરે, વેગે ઋષિવર વેહેલા થાઓરે

શુભ કામ કરો પ્રેમ આણીરે, ઋષિ ચાલ્યા સુણી એવી વાણીરે
એમ કહીને નારદ ત્યાં આવ્યારે, માહાદેવના માગા લાવ્યારે
જેથી માત પિતા મન લોભેરે, એવા વરને કન્યા શોભેરે
વળતી ઋષિએ માંડી વાતરે, વર સારો છે શંભુ નાથરે
જેને સુરવર મુનીવર જાણેરે, વર રૂડા તે વેદ વખાણેરે
ત્યારે બોલ્યા મેના માયરે, કોણ ખડનો છે વર રાયરે
અનુકુળ છે કેવી ન્યાતરે, કહે નારદ સાભળો વાતરે
અનુકુળ છે આદિ ઉચારૂરે, એનું સુંદર કુળ બહુ સારૂંરે
દેખી મન આ મા'ન્યું માહારૂ રે, એવો કોઇ નથી એમ ધારૂંરે
જે કોઇ અણજુગતુ કહે તમનેરે, તેની ખોટ વરધ છે અમનેરે
ઇશ્વરજી વેહેવા સરખારે, એવા વચન સુણી રાય હરખ્યારે
જોયા વિના જોયા જેવુ કીધુરે, શંભુનાથનું શ્રીફળ દીધુંરે.

વલણ

રાય કહે ઋષિ સાભળો, જુગતે શું લાવો જાન
મોટા તે મહિમતિ આવશે, રૂડી પેર વધશે વાત.

રાગ ઉપરનો

નાદર કહે સાંભળો રાયરે, કહું મહાદેવનો મહિમાયરે,
બ્રહ્માદિકને શ્રી ભગવાનરે, રાય આવશે સર્વ સમાનરે,
એવા વચન કહી ઋષિ વળિયારે, પ્રભુજીને પંથે પળિયારે,
મહાદેવને મંદિર આવ્યારે, ઋષિ રૂડા સમાચાર લાવ્યારે,
હિમાચળે તે કન્યા દીધીરે, શંભુનાથની સગાઇ કીધીરે,

એવી વાત કહી છેરે વાહાલીરે, શીવે હસીને તે લીધી તાળીરે;
ચાલો જગદીશ પાસે જઇએરે, વેહેવા વૈકુઠનાથને કહીએરે
લક્ષ્મીવરને તેડી લીજીએરે, પછી પ્રાણુ પ્રભુજી શુકીજેરે,
હીમાચળને હરખન માયરે, મહા મંડપ રચીયો ત્યાયરે,
તેડયા સોની સુથાર તમામરે, તેડયા કારીગરો તે ઠામરે,
બ્રહ્માજીએ મુહુરત શારૂ શોધ્યુ રે, દીશા જોઇને દોરડુ બાધ્યુ રે,
ભૂમી ચાર યોજન ભરી લીધીરે, પરવાલાની પૂરણી કીધીરે,
મણી જડીત્ર મોડ ઘડાવ્યારે, બ્રહ્મા આદી ત્યાસર્વે આવ્યારે,
ભૂથી ઉંચા ભવન આકાશરે, પડે તેજ તણો બહુ પ્રકાશરે,
મહી જુકિત તણી ગતિ જાણીરે, નવરંગીની રચના આણીરે,

વલણ

રંગની રચના આદરી, જૂજવી જૂજવી જાત,
મેઘ માળા ને ચીત્ર શાળા, લીલી ઓપે છે ભાત,
મેરૂ પર્વત પર પંખી પ્રકટયા, ફૂળ મેલ્યા સુખકાર
નયનથી સૌ નીરખીને, કહેતા ન આવે પાર,

રાગ ઉપરનો

એવી મંડપ રચના ઉપાડીરે, ચતુરાઇ થકી ચીત્ર કાઢીરે,
માહી ભૂલ વળી બહુ ભરીરે, માહી બાજીગર રચના સારીરે,
વિષ વેહનો કરતા વીચારરે, વરણવતા નુ આવે પારરે,
માહી મન ગમતાં મન ગમતારે, ભાટ ચારણ રમતા ને ભમતારે,
માહી ગોપ વાસણી ઓળાળારે, ત્યાં તો સાલંપા મારગ આલ્યારે,

કોઇ ઘોડે ચઢયા અસવારરે, લશ્કર પાયદળનો નહીં પારરે,
માહી મોટા મેગળમદ ઝરતારે મદમત્ત લડાઇ તે કરતારે,
શૂઢવાળા ને સાકળો છાજેરે, ગળે બાંધી તેના રવ ગાજેરે,
ત્યા તે આનંદ ઉત્સવ થાયરે, એવું લખીયુ છે મંડપ માયરે,
બીજો નાટક ગાયન જાણુરે, વનસ્પતિ શુ મૂખથી વખાણુ રે,
માહી અનુપમ આંબા ફળીઆરે, જેવા જાણે જાંબુડા ગળીઆરે,
બળ્યા ખારેક અને ખજુરરે, ફળ ફૂલને શીંગો મધુરરે,
લીલી કેળ ને કરમદી પાકીરે, માહી સારી સુખડ નથી બાકીરે,
માહી તજ જાવત્રી ઝાઝીરે, બોર બોરડીએ રહ્યા બાઝીરે,
વળી બદામ ને બીલીરે, તે તો દિસે છે નવરંગ લીલીરે,
વનસ્પતી ભાર અઢારરે, માહે પંખી તણો નહીં પારરે
નવરંગી ને નાગર વેલીરે, શોભા વૈકુંઠની લાવી મેલીરે,
જ્યારે મધ્ય મંડપમા આવ્યારે, ત્યારે શુ હંસ લાવ્યારે,
માહી મોર મધુરા બોલેરે, જોતા ન આવે કોયલડીને તોલેરે,
માહે નવરંગ સારસ રૂડારે માહે બેઠા ચકલી ને સુડારે,
માંહે પળેલા પોપટ પઢતારે, ત્યા તો મુરગી કુકડા વઢતારે,
મેના બોલે છે શબ્દ મીઠારે, બગ ધ્યાન ધરીને બેઠારે,
પર ભુમી તણા જે પંખીરે, બેની જાન લખી છે અસંખીરે.
એવી મંડપ રચના કહાવેરે, કેવી જાત શંભુનાથ લાવેરે,
મઢી આગળ માડવા ઘાલ્યારે, શંભુનાથ પરણવા ચાલ્યારે,
શિવે જુગતેથી જટા બાંધીરે, પેરી ફાટલી કથા સાંધીરે,

ભાર ભાગ ધતુરાનો આણ્યોરે, પુષ્ટ પોઠીયો પછીથી પલાણ્યો
ગળે પહેરી છે રૂંડની માલારે, અંગે લપેટયા ભોરીંગ કાળા
શંભુના સમાચાર લાવેરે, એવો વેશ ધરીને આવેરે,
નવ જોબન નયન સમારીરેં, સ્હામી આવે એ સુંદરી નાર
જોવા લાગ્યા છે જાન જમાઈરે, પડી મેના ત્યાં મુર્છા ખાઈ
ભુંડા બ્રાહ્મણે વ્યર્થ ભમાવ્યારેં, અણગમતો આગણે આવ્યો
એવા વચન કહીને સૌ જાયેરે, જઈને કહ્યુ હિમાચળ રાયેરે
માતા કુંવરીને કહાવેરે, તારો બળદે ચઢીને વર આવેરે,
કુંવરી કહે કરમની વાતરે, હું તો પરણી તે શંભુનાથરે,

ઢાળ

મેનાનું મન માને નહિ, મહાદેવ અવગુણ ગાય,
પેર પેર થઇ પ્રીછવે, આધીન થઇ ઉમીયાય
જનમ આપે જનેતા, કર્મ ન આપે કોય
પાણી પી ઘર પુછીયા, હવે જાત ભાત શી જોય,
આગણે આવ્યો વર આશા ભર્યો તે વર્યા વિના કેમ જાય
કર્મ બંધન તો કીજીયે, તો દોષ લગે માય

રાગ ઉપરનો

જેમને રૂષિએ વર આપ્યોરે, તે મે સત્ય કરીને થપ્યોરે.
ત્રણ લોકમા તપ મે કીધુ રે, શંભુનાથનું સગપણ કીધુ રે
એવા વચન કહી કરી વાતરે, મુખથી બોલ્યા તે મેના માત
આ તો પુત્રી મે કયાં જાઇરે, ગળથુથીમા વિખ ન પાઇ

વણુ દીઠે શુ વર વખાણ્યોરે, હુસ કાગની કોટે બધાણોરે,
પહેલાં પોકવા જે કોઇ જાશેરે, એમ માનીની મનમા વિમાસેરે,
કેમ જાયેતે જોગી પાસેરે, રૂપ જોઇને તનયા ત્રાસેરે,
દેવ કન્યા એને કેમ દીજેરે, માટે રૂડુ ગમે તે દીજેરે,
પેહેલા પોકવા જે કોઈ જાશેરે, એમ માનીની મનમા વિમાસેરે
કેમ જાયે તે જોગી પાસેરે, રૂપ જોઇને તનયા ત્રાસેરે
દેવ કન્યા એને કેમ દીજેરે, માટે રૂડુ ગમે તે દીજેરે
સઉ હાસી કરે એને દેખીરે, કન્યા કેમ દીજે એને દેખીરે
જો જો કુળવતા જમાઇરે, દેખી નારી રહી મુરછાઇરે.

વલણ

મેનાનુ મન માને નહિ, એને આગણે ઉભા ઈશ
પાર્વતીનો પ્રેમ જોઇને, રૂપ પ્રગટયુ ઉમયા દીશ
સૂર્ય સમો વડ વદન ઝળકે, કળા કોટી પ્રકાશ
જોતામા ખામી નહિ જરા, તે તો કહુ કયમ આભાસ
હુવે હરખ્યા હરિ, અગે વાધ્યો છે ઓછગ
શણુગાર સજી સહુ સુદરી, બહુ નારી બની નવરગ
ઘુશળ મુશળ કર ધરી, મલપતિ મગળ ગાય
પોકી પછી પધરાવીયા, પ્રેમથી મડપ માય

બ્રહ્મા સાથે શોભે બ્રહ્માણીરે, ઇન્દ્ર સાથે શોભે ઈન્દ્રાણીરે
રવિ સાથે શોભે રાદેર રાણીરે, જોવા જેવી શોભા સૌએ જાણીરે
હિમાચળની સાથે છે મેનારે, વળી હુ કરૂ વખાણુ કેનારે

શિવ બેઠા પલાંઠી વાળીરે, મધુપર્કમા કાંસાની થાળીરે
લક્ષ્મી શિવને લુણ ઉતારેરે, સત્યભામા સૌને વારેરે
સૌ બોલે છે નાટક બોલેરે, નહિ આવે જાંબુવંતીને તોલેરે
રૂક્ષ્મણી એણીપેરે ગાયેરે, રાધિકાજી તે વારણે જાયેરે
સૌ બોલે છે શભુની પક્ષરે, જળ આપ્યા મેનાને ચક્ષરે
અતિ આનંદે પરણ્યા ઇશરે, સાથે જાનઇઆ જગદીશરે
કન્યાદાન દે હિમાચળ રાયરે, મળી માનીની મગળ ગાયરે
ધન્ય ધન્ય થયો અવતારરે, વાગે વાજાં દુદુભી અપારરે
બ્રહ્મા સ્વસ્તિ મુરત બાધીરે, લીલા વાસની ચોરી બાધીરે
મુદર મગળ વરત્યા ચાલરે, શિવજીએ આરોગ્યા કસારરે
શિવને હાથ ગૃહણ ત્યા થાયરે, દાન આપે હિમાચળ રાયરે
રાયે હસ્તી આપ્યા શણગારીરે, ઉપર અકુશ ને અબાડીરે
લાખી ડોક ને સાઠીઆ સારરે, ગાયો ભેસોના ટોળા અપારરે
રાયે રથ આપ્યા છે કરોડરે, સાથે ઘોડા ગાડીની જોડરે
પ્રભુને પહેરામણી ઘણી થાયરે, પીળા પીતાબર આપ્યા રાયેરે
બધાને આપ્યા દીસે ઘરચોળારે, ઘણાં લાબાં પનાદાર પોળારે
ભરી જરીયાન મનમા ભાવેરે, મન ગમતા મશરૂ મગાવેરે
ઘણી જુગતે જમાડી જાનરે, છુટયા બધી થકી બધીવાનરે
શિવજી પરણી ચાલ્યા કૈલાશરે, મૃત્યુલોક મેલ્યા દેવીદાસરે
વીસવાડામા વાળ વસે છેરે, અતિ આનદે વેહેવા કરે છેરે
જે કોઈ ઇશ્વિર વિવાહ ગાશેરે, તેના પાપ સૌ પ્રલે થાશેરે

જે કોઇ સાભળશે નર નારીરે, એની આશા પુરશે ત્રીપુરારીરે
તેને કૃપા કરશે શંભુનાથરે, ઝાલેં સકટ વેળાએ હાથરે
ધન ધાંન્ય પુત્ર પરીવારરે, આપે પાર્વતી ભરથારરે

વલણ

પ્રીત શુ આપે શ્રી હરી, તેના મનની પુરે આશ
શ્રોતા જન સૌ સાભળો, થાશે અવિચળ વાશ

---

(૧૭૧)

## મોલેશ્વરં વિવાહ

સરસ્વતી સ્વામીને વિનવુ, ગણપતિ લાગુ પાય
ગુરૂ કૃપાએ ગાઇશુ રે મોલેશ્વર વેહેવાય
ગુરૂ ગણપતિને આરાધુ, મારૂ મનરે મોલેશ્વરમા લાધ્યુ
ધન્ય ધન્ય આ સુરત શેહેર, મહાદેવ મોલેશ્વરની મ્હેર
ગોપીપુરે વસે અવિનાશ, શુકલ અગ્નીહોત્રીની પાસ
મહેતા અભેગમનુ દ્રવ્ય વાવરૂ, શિવનુ દહેરૂ બધાવ્યુ સારૂ
ઘોઘાટ ઘણેરો ગાજે, ત્યા તો કૈલાસ સરખા બિરાજે
સિવરાત્રી સોમવાર ને વ્યતિપાત, મહાપુજા થાયે સારી રાત
તિલ તાદુલ અબિલ ગુલાલ, નાનાવિધિની પુજાનો તાલ
ધુપ દિપ નૈવેદ્ય પ્રણામ, આરતી પુષ્પની અજનીનુ ધ્યાન
પચ વદની ને રૂપાના ઘટા, ઘીના કુળશ ને પુષ્પની જટા
પ્રભાતે પડ્યાજી સમર્થ, ભણે વેદત્રયીના અર્થ

વલણ

અર્થ ભણે આનદ શુ, શ્લોક સહિત વિખ્યાત,
શુકલ બ્રાહ્મણ બહુ મળ્યા, મેહેતે દક્ષિણા આપી સાક્ષાત

કડવું રજું

દક્ષિણા સઉ પામ્યા સહી, મહાપુજા સક્ષેપે થઇ,
આઠે દહાડે આવે શિવ જોગ, ગુપ્તેશ્વરના એ લોક,
ગુપ્તેશ્વર નરખીને જાય, કતારાના દર્શન થાય,
સખી મનના મનોરથ થાય, ગાઇએ મોલેશ્વર વેવાય
એમા નથીરે પૂર્વની કથાય, સત્ય જુગમાહી પાચાળ રાય,
તેને એક હવિરે કન્યાય, તેના ગુણની તે સખ્યા ન થાય
તેના કારગુરૂપ કહેવાય, સુણે તે કથા સર્વ સભાય

વલણ

કારણ કો જાણે નહિ, પૂર્વ જન્મની પ્રોત,
પ્રજાપતિ પ્રીછ્યા નહિ, તેણે કર્યો વિપરીત.

કડવુ ૩ જુ

વિપરતની શી કહુ વાત, સતિ પુત્રીને શીવ જામાત્ર,
ઘેર આરભ્યા ઉત્તમ કાજ, દુભવીયા તે શીવ મહારાજ.
રાયે પત્ર લખીને તેડાવ્યા, ત્રિભોવન થકી સઉ આવીયા,
દેવ તેત્રીશ કરોડ ત્યા આવીયા, ઋષિ સહસ્ર અઠયાસી પધાર્યા
પાતાળના પરનાગ તેડયા, નવે ખડના નરપતિ ભેળ્યા,
વિદ્યાધર ગાધર્વ ગાય, ઇદ્ર અપ્સરા લઇને જાય.

શરણાઇ ને ભેરી ત્યા વાગે, તેને નાદે તે કૈલાશ ગાજે,
વૈમાન અતરીક્ષે પળાયે, તેને નાદે તે ગગન છવાયે,
ત્યારે સતી પુછયુ ત્રિપુરાર, આજે સ્વર્ગમા છે કઇ સાર,
ત્યારે શકર બોલ્યા ત્યા વાણી, તમે સાભળો સતિ રાણી;
તમાગ પિતા પ્રજાપતિ જેહ, મહારૂદ્ર કરે છે તેહ
તેણે આજ વિસાર્યાજી અમને, નહિ તેડા મોકલ્યાજી તમને;

વલણ

તમને તો તેડયા નહિ, એ મોટો અપરાધ,
સતિ કહે સુણુ નાથજી, ભુલ્યા હશે મુજ તાત

કડવુ ૪ થું

મુજ તાતનો અત ન લેશો, ભુલ્યા ઉપર દ્વેષ ન ધરશો.
મુજ તાતને પુત્રી અનેક, એમ કરીને વિસરીયા વિવેક,
મુજ તાતના સાહીત્ય, બોળા એમ કરીને વિસરીયા મહા ભોળા
અમને આજ્ઞાજ આપોની આજ, અમે મૈયેર જઇએ મહારાજ
એવી અવળી નાકરીયે પેર, વણુ તેડયા ન જઇએ મહીયેર;

વલણુ

વણુ તેડયા જઇએ નહિ, ન કરીયે મૈયેર હાસ
માન ન પામો માનીની, તેણે હોય વિનાશ

કડવુ ૫ મુ

વિનાશની શી કહુ વાત, ઘણુા ક્રોધે ચડયા મહારાજ,
ત્યારે વજ્ર વચન લાગ્યા મન, તપી ઉઠીયુ ક્રોધથી તન,

ત્યારે સતિ વિચરે મન, આસુ આવ્યાં તે બન્ને લોચન,
ત્યારે શીવજી તે મનમાં તપાસે, એ તો માનીની મમને જાશે,
શિવે જેમ તેમ આજ્ઞા દીધી, રામાને તે રળીયાત કીધી,
ત્યારે સતિએ નમાવ્યુ શીષ, શીવજી બોલ્યા તે એમ ભવિષ્ય.

વલણ

ભવિષ્ય ભૂલે નહિ, થાશે અવળી પેર,
તત્પર થઇને તારૂણી ચાલ્યારે મૈયેર

કડવુ ૬ હુ

મૈયરેને મારગે માહાલે ચતુરા, ચચળ થઇને ચાલે,
પાયે નેપુગ ઘુઘરા ઘમકે, મહા વનમા વિજળી ચમકે
તેના તેજ તણો નહિ પાર, કોઇ આદી શકિત અવતાર,
ક્ષણ એકમાં આવ્યા પિતા ઘે ત્યા તો અવળી દીઠી સૌ પેર,
મ ડપમા તે જગ્યા જોઈ, રૂદ્ર કળશ ત્યા નહિ દીઠો કઇ,
ત્યારે સતિ મન વ્યાકુળ થયા, ધીરજ ધરીને મ ડપમા ગયા
માત તાત ને ભ્રાત ભોજાઇ, આવો કરીને ન બોલ્યા કોઈ,
બેન ભાણેજ ને સૈયેર સાથ, આવો કરીને પુછી બે વાત,
બીજે દહાડે ગયા સભા માય, સો દેવ બેઠા છેરે ત્યાય.
સ્હામાસ્હામી રહયા સૌ જોઇ, આવો કહીને ના બોલ્યા કોઈ,
મુખ મગડીને બેઠા તાત, મારા સાચા છે પ્રાણનાથ.
પાપી પિતાને પરહરીએ, પાષાણને પેટે પ્રસવીએ,
પ્રદક્ષિણા ફરીને સખા ધીર, જજ્ઞમા જપાવ્યુ શરીર

મારે શરીર રાખ્યાનું શુ કામ, હુ તો આજ કરૂ જંપાપાત

વલણ

જજ્ઞમાં જપાવ્યા સતિ, કર્યો દેહ વિનાસ,
હાહાકાર ત્યા થઇ રહયો, જુધ્ધે ચઢયા ત્રીપુરાર.

કડવુ ૭મુ

ત્રિપુરારિ ત્યા યુધ્ધે આવ્યા, અગણીત સેનારે લાવ્યા,
શિવે જટા પછાડી કીધો ક્રોધ વીરભદ્ર ત્યા પ્રગટયો જોધ્ધ
વિરભદ્રને ચઢી છે રીસ, છેદુ પ્રજાપતિનુ શીશ
પ્રજાપતિનુ મસ્તક કાપ્યુ રાજવટીના ધડપર જઇને સ્થાપ્યુ,
સૌશંભુ કરીને લાગ્યા પાય, પછી હશીયા તે શંકર રાય
સૌ સૌને સ્થાનકે ગયા, થોડા થોડા સામગ્રે ગયા

વલણ

થોડા થોડા સૌ રહયા ને પૂર્વ જન્મની પ્રીત,
પ્રજાપતિ પ્રીછયા નહિ જન્મ્યા રૂડી રીત

કડવુ ૮મુ

હિમાચળ ચતુર સુજાણુ, તેના મેના નારી પ્રમાણુ,
પેલા ભવની સભારૂ વાત, મેં તો દુભવ્યા શિવ સાક્ષાત

વલણ

શિવ સાક્ષાત મે દુભવ્યા, કીધો બહુ અપરાધ
વણુ તેડયા મૈયેર ગયા, કીધા પ્રાણુના ત્યાગ

---

(૧૭૨)

## શિવ વિવાહ

જીરે પ્રથમ તે શિવજીને વરણવુ, જીરે લાગુ તે લળીલળી પાય,
હું તો સ્તુતી કરૂ શંકર તણી, જીરે ચૌદ તે લોકના રાય
હુ તો શંકર વરને પ્રીતે વરૂ
જીરે પાર્વતી તપ માંડીયા, જીરે માંડયા તે ઉગ્ર અપાર,
અન્ન ને જળ બેઉ તજ્યા, અરે તજીયા તે શોળે શણગાર,
હુ તો શંકર વરને પ્રીતે વરૂ.
જીરે કોઇ કહેશે શિવજીને શું વરી, જીરે નહિ એના માત ને તાત
એ તો બળદ ઉપર બેસીને ફરે, શુણી ઉમયા કહે વાત
હુ તો શંકર વરને પ્રીતે વરૂ
જીરે પારવતી તે એમ બોલીયા, જીરે આભુષણ છે એની પાસ,
આખી જગતિના જીવ એની કરે, જન્મ ધરીનેરે આશ,
હુ તો શંકર વરને પ્રીતે વરૂ
જીરે શંકર કહે સુણસુંદરી, જીરે મારો છે જોગીનો વેષ,
રાજ કન્યા તુ તો બાળકી, જોગ પતિના સેવાયે વેશ
હુ તો શંકર વરને પ્રીતે વરૂ
જીરે પારવતી તો પછી એમ બોલીયા, જીરે તમેછો અકળસ્વરૂપ,
હુ તો ગદગદ કંઠે વાણી વદુ, જીરે તમે છો શંકર સ્વરૂપ,
હુ તો શંકર વરને પ્રીતે વરૂ
જીરે મેના મારી માવડી, જીરે કરશે તે મહા ઉત્પાત,

મારા તાત હિમાચલ જાણશે, જીરે કરશેને પ્રાણના ઘાત.
હુ તો શકર૦
જીરે પારવતી એવુ ઉચરી, ગયા પોતાને સ્થાન,
જતા જતા વાણી એવી વદયા, જીરે સારી તે લાવો જાન,
હું તો શકર૦
જીરે ગોધલે બેસીને રખે આવતા, જીરે રખે ચોળતા રાખ,
જોગી જટા તો ભસ્મે ભરી, જીરે રખે કરતા શખનો નાદ,
હુ તો શકર૦
જીરે મેના તે મ્હારી માવડી, જીરે ઝાઝેરી કરશે રીસ.
હુ તો શકર૦

---

(૧૭૩)

## કુવરી ગીત

જીરે પ્રભાતે રાધાની માડી જાગી,
તેના મનમા તે ચટપટી લાગી, કુવરીએ શુ કર્યુ.
તે તો દુખના ડુગર રેલ્યા,
તે કુળના મારગ મહેલ્યા કુવરી૦
તે તો કુળમા લગાડી ખામી,
ત્હને કોણ મળ્યો છે સ્વામી, કુવરી૦
તુ તો મીઠી ને તને કોણે દીઠી,
ત્હને કોણે ચઢાવી પીઠી, કુવરી૦

વે તો કઈ નગરીમા દ્રુત વહેચ્યો,
  તે ચુડો કોનો પહેર્યો, કુવરી૦
તે તો ક્યારે માડવડા રોપ્યા,
  ત્હારા વરને કોણે પહોકચા, કુવરી ૦
ત્યા તો કયા દેવતા આવીયા,
  ત્હને વેદ કોણે ભણાવ્યા, કુવરી૦
તને કોણે ઓરાદ્રી વરણી,
  તુ કોની સાથે પરણી, કુવરી૦
ત્યા કોણે કર્યું સો તૈયાર,
  તને કોણે જમાડયો કસાર કુંવરી૦
તે તો જીવતા શીશ મ્હારા વહેર્યો
  પાનેતર કોના પહેર્યા કુંવરી૦
તે તો જીવતા શીશ મ્હારા સાંધ્યા,
  તે મીઢળ કોના બાધ્યા, કુવરી૦
તને કોણે આ મતિ આલી,
  વરમાળા કોની ઘાલી કુવરી૦
ત્યા તે કોણે કહયા ને કોણે સાભળ્યા,
  તારી કોણે ઉરાડી વાત કુવરી૦
જીરે પ્રભાતે સધિકા રાણી જાગીરે,
  તે તો માતાને પૂછવા લાગીરે, રાના મેં સારૂં કર્યુ
એ તો દુખના ડુગર નશી રેલ્યા,

મે કુળ મારગ નથી મેલ્યારે, માતા મેં સારૂ કર્યું.
મે તો કુળમા લગાડી નથી ખામ્રી,
મને મળ્યો છે રાજનો સ્વામી. માતા૦
હુ તો મીઠી ને જશોદાએ દીઠી,
મ્હને સૈયરે ચઢાવી પીકી, માતા૦
મે તો મથુરા નગરે દત વેર્યા,
મે ચુડલા અવિચળ પહેર્યા માતા૦
મારા વનમા માડવડા રોપ્યા,
મારા વરને ઉમયાએ પહોકયા માતા૦
ત્યા તો ત્રીસ કરોડ દેવ આવ્યા,
મને તેણે વેદ ભણાવ્યા માતા૦
મને ગોપીએ ઓરાડી વરણી,
હું શ્રી કૃષ્ણ સાથે પરણી, માતા૦
મારી સૈયરે સામગ્રી કરી તેયાર,
મ્હને કૃષ્ને જમાડયો કસાર માતા૦
મેં તો જીવતા શીશ મ્હારાં વહેર્યાં,
પાનેતર પ્રભુના પહેર્યો, માતા૦
મે તો જીવતા શીશ નથી, સાધ્યા,
મોહનના મીઢળ બાંધ્યા, માતા૦
મ્હને સદભાગ્યે સુમતિ આલી,
વરમાળ વિઠ્ઠલની ઘાલી, માતા૦

ત્યા તો ચદ્રે કહયા ને શુણ્યા સુરજે,
મારી વાચે ઉરાડી વાત           માતા૦

---

૧૭૪

## તાપિ વિવાહ.

સરસ્વતી સ્વામીને વીનવુ, ગણપતિ લાગવુ પાયરે,
તાપીના તેજ છે આકરા, પાણી છે નિર્મળ નિરરે,
સૂરજ બેટી તમ તણી, માગે છે સાવણરાયરે,
સાવણ વાડીએ ઉતર્યો, તાપીને રમતેલ્રી દીઠી
કે રે તુ પરણી કે આદરી, કે રે તું બાળ કુવારીરે.
નથી પરણી નથી આદરી, હજુએ છુ બાળ કુવારીરે
ઘેર જઇ માડીને પૂછીયુ, કન્યા રૂપનું ધ્યાનરે,
નેડાવો જોશીના બેટડા, તાપીના લગનને જોવાડોરે
જોશીએ મુહુર્ત આગીયા, આતમ ને સોમવારરે,
તે લગન લ્હઇયા પરમાણેરે, થાળ ભરી સગ મોતીડે
લ્યો જોસી કણવટ આપુ રે, કણવટ લેઇ જોશી ઘેર ગયારે,
જોશેણે પુછી છે વાતરે, કોની બાઇરે વહુ દીકરી,
કોના લૂટયા ગર્થ ભડારરે, કોના લૂટયા ઓરડા ઓરડી,
કોના લૂટયા પેટી મજુસરે,
નથી વાહીરે વહુ દીકરી, નથી લુટયા ગર્થ ભંડરરે,
નથી લુટયા ઓરડા ઓરડી નથી લુટયા પેટી ને મજુસરે

માણેક દડારે મોતિ છડા, તાપીના વહેવા કે માડયારે,
મે તુને વહેવાઈ વારીયા જેઠના લગ્ન ન લેશેરે
નહી મળે ખોળ કપાસરે, નહિ મળે પાણી ને ઘાસરે,
વહેવાઈએ આવતા જાણીને, સંબધિ વાવને ખોદાવીરે
વવ ખોદાવી તો ભલે, ચરૂએ ઓસાવ્યા છે અન્નરે,
અન્ન ઓસાવ્યા તો ભલે જમાડો વરની જાનરે,
જાન જમાડી તો ભલે, બીડલે ખાસડ પાનરે,
જો વર શેરીએ સચર્યા, શેરીએ કાચને ઢળાવોરે
જો વર સીમે સચર્યા, સીમે તે સાળ રોપાવોરે.
જો વર પાદરે સચર્યા, પાદરે પડાને વગડાવોરે
જો વર ખડકીએ સચર્યા, ખડકીએ ઝડાને વગડાવોરે,
જો વર મડપે સચર્યા મડપ તો મોગરે છાયારે
જો વર મ્હાયરે સચર્યા, મ્હાયરા મોતિએ ભર્યા રે
નીસર એલડી ઘેલડી, નીસર કન્યાની માડી,
ના ઘડીઓ વર લુખશે, સૂકાશે મુખના તબોળરે,
પટકોરે મેરૂરે પાટલડી, કાચલડીએ કેશ બાધુરે,
ચાલતી મ્હાલતી નીસરી, જાણે ભાદરવાની ભેસરે
ડોલતી ડોલતી નીસરી, જાણે ઉનાળાની ઉધરે,
નાક સાહી વર નીરખીયા, ગળે ઘાલ્યા છે ઘાટરે.
આણી બેસાડયા છે મ્હાયરે, બેસણે માડયા છે પાટરે,
કન્યાએ કાકણુ પહેરીયા, પડીરે પાનેતરે ગાઠરે.

આડારે અતર પટ ધર્યા, હોય તબેળે છાટરે,
કાથા ચદન કેરી કુરવડી, રસીસાર કસારરે.
વેદ મત્રે કસાર પચવ્યો, તેડાવે કન્યાની માડીરે,
સોનેલા થાળ અણાવો, રૂપલા ઝારી હાથરે
ઘી અણાવો ગૌરી તણા, ખોબલે પીરસોને ખાડરે,
ત્યા તો રામ જમાડે સીતાનેરે, ત્યા તો સીત ને જમાડે રામ.
અન્યોઅન્ય જમાડીયા, વાળ્યા ઉછીના પાડરે

---

(૧૭૫)

## મહાદેવની જાન.

શિવ શંકર ને શિવ રામરે, ગુરૂવા ગણપતિ કરૂરે પ્રણામરે
મુજને અવીચળ વાણી આપોરે, મારા વિઘ્ન સમસ્ત ઉથાપોરે
કર જોડીને કહુ એક વાતરે, કયા પરણ્યા તે શભુ નાથરે
વેહેવા દેવી દાસે જાણ્યોરે, વેહેવા વૈકુઠનાથે વખાણ્યોરે
વેહેવા જુગતે જેવાડયોરે

વલણ

વેહેવાને જુગતે જેવાડીએ, મોરી માતાજી ઉમીયાય
એ વર શભુ સદા શભુ, શભુ તે ભોળા કહેવાય
એવા પ્રણમુ તે શભુજીને સાભળી કીધી તે રૂષિ આગળ વાત

---

ત્યા ઉપર બ્રહ્મા ઘણુ છાજે, ત્યા છે ઓ મેના નારી

તેને ખોળે એ કન્યા કુવારીરે, તે તો રૂપ અનુપમ લાવીરે
ચાલે ગજગતિ હંસને સરસીરે, ધરતીપર ડગલા ભરતીરે
રૂપ અનુપમ જેનુ જણાયરે, એની કનકના સરખી કાયરે
વેણી શીર નાગ વળાવ્યારે, એમ કહેતામા નારદ આવ્યારે
મહાદેવના માગા લાવ્યારે, ઉરમા હર્ષ અધિક ઉપજાવ્યારે
પરદેશી ચીતારા તેડાવોરે, માહે હંસ ને મોર લખાવોરે

રાગ બીજો

મોર બોલે મધુરા બોલ, એ કોયલને નહિ તોલ
ત્યા જાય જાવત્રી ઝાઝી, નારંગી દીસે તાજી
ત્યા કેળ ને ખજુરા, હરિના આગળા દિસે રૂડા
રૂંઢ મુંઢ અને વરમાળ, વીંટાળીઆ ભોરંગી કાળા
જુગતે કરી જટા બાંધી, હરીએ ફાટેલી કથા સાંધી
જુવો વાજીંત્ર જાન જમાઈ, જેઓ કહ્યા એ નરના ભાઈ
મેના કહે મે પુત્રી જાઇ, ગળ શુંથીમા વિખ ન પાઈ

વલણ

એટલે તે બોલ્યા પારવતી રાણી
તમે એ શુ બોલ્યા મારી માત
જન્મ આપે જનિતા પણ કર્મ ન આપે કોય
પાણી પી ઘર પૂછીયા હવે જાત ભાત શી જોય
બારણે આવ્યો વર ટહુકા કરે, તે વર્યા વિના કેમ જાય
તોરણે વર આવ્યો આશા ભર્યો, તે પરણ્યા વિના કેમ જાય

પાર્વતી સૈયર મોકલી, શકર રૂપ પ્રકાશ
શકર રૂપ પ્રકાશીયું, કોટીક ચંદ્ર પ્રકાશ
હરખે ને નિરખે મેના માવડી, હરખે તે મગળ ગાય
મેના પોતાના મન વિષે કઇ હર્ષ તે ઉભરાય
નાકે સાહી વર નિરખીયા, ગળે તે ઘાલ્યા ઘાટ
આણી બેસાડયા મ્હાયરે, બેસણે માડયા પાટ
આડો તે અતરપટ ધર્યો, પાનેતર વાળીયા ગાઠ
કાયા ચદન કેરી કુવરની, ત્યા રચ્યો છે સાર કસાર
વેદ મંત્રે કસાર રચ્યો, હવે તેડાવો કન્યાની માત
સુનલા થાળ અણાવીએ, રૂપલા ઝારી હાથ
ઘી અણાવો ગૌરી તણા, ખોબલે પીરસો ખાડ
ત્યા તો શીવ જમાડે પાર્વતીને, પાર્વતી જમાડે શિવ
અન્યોઅન્ય જમાડીયા ઉછીના વાળ્યા પાડ

---

(૧૭૯)

## સત્યભામા વિવાહ

પ્રથમ પ્રણુમુ શ્રી ગુરૂજીના પાય, સમરૂ શ્રી ગોવર્દ્ધન રાય
શુભ મતિ અતિ જન ગુણુ ગાય, શ્રી સત્યભામાજીનો વેહેવાય
શ્રીમદ ભાગવત ભણુરે આનદરે, જેમા રસનિધિ દશમસ્ક ધરે
તેમા છપ્પનમા અધ્યાયરે, સીમત મણિ તણો મહિમાવરે
શ્રી દ્વારિકા નગરી મોઝાર, ઉગ્રસેન મહામતિ નૃપ સાર

વસે જાદવ ત્યાં છપ્પન કોડ, નથી જુગમાં કો તેની જોડ
જાદવ એક સત્રાજીત નામ, કન્યા એક સત્યભામા ધામરે
પ્રભાકર તેના ઇષ્ટ દેવરે, સત્રાજીત કરે તેની સેવરે
પ્રસન્ન થયો કૃપા કીધી ઘણીરે, સુરજે આપ્યો સીમંત મણીરે
નિત્ય પ્રત્યે પૂજન કરેરે, બ્હાર જાય ત્યારે કંઠે મણિ ધરે
એક સમે કંઠે ધરી મણી, સત્રાજીત આવ્યો સભા ભણીરે
દુર થકી દેખી સહુ જનરે, ચકીત થયા પોતાના મનરે
સહુ મનમા કરે વિચારરે, આવે સુર્ય સભા મોઝારરે
કૃષ્ણ કહે દિનકર નવ હોયરે, હશે સત્રાજીત જાદવ સોયરે
આસન આપ્યુ તે આદર કરીરે, ક્ષણ રહીને બોલ્યા શ્રી હરીરે
સાભળો સત્રાજીત મારી વાતરે, જેથી જશ વધે વિખ્યાતરે
સુર્ય ભક્તિ કીધી તમે ઘણીરે, મોટે ભાગ્યે પામ્યા મણીરે
માટે એ ભેટ ભૂપને કીજેરે, વચન અમારૂં શીર પર લીજેરે
મણી શોભે તે રાજદ્વારરે, આપણે સેવા તણો અધિકારરે
મણી માગો શુ લજા પરહરિરે, સુરજ સેવ્યા મે સમજ કરીરે
ઉઠયો સત્રાજીત નિરધારરે

વલણ

પુજા ઠામ પરવારીયા, મણિ સીમત એવું નામ
આવે કથા કેમ નીપજે, કહે છે જન દયારામ
ભ્રાત સત્રાજીત તણો, પ્રસેન નામે જેહ
વન ગયો કંઠે મણિ ધરી, મૃગયા રમવા તેહ

રમતાં સિંહ મળ્યો એક વાટરે
અશ્વ સહિત હટયો મણિ માટેરે
મણિ લઇ ત્યા થકી સિહ ચાલ્યોરે
તેને જાબુવાનને જઈ ઝાલ્યોરે
કન્યા જાબુવતી હતી ઘરમારે
મણિ જઇ આપ્યો તેના કરમારે
રીંછ રાજે હણ્યો સિંહ ઠામેરે
મણિ લઇ ગયો પોતાને ધામેરે
એ કથા રહી એણે ઠામરે
સત્રાજીત કરતો શુ કામરે
જ્યારે ઘેર ન આવ્યો ભ્રાતરે
સત્રાજીતે ઉરાડી વાતરે
કૃષ્ણે માર્યો તે મારો ભ્રાતરે
મણિ માટે કરી એની ઘાતરે
સૌને વાત કરે એવુ કરીનેરે
એવુ કલંક ચોટયુ શ્રી હરીનેરે
સહુ કોઇ વાત વિચારે છે મનરે
કૃષ્ણ કહે ચાલો જઇએ વનરે
જઇ કરીએ મણિનુ શોધનરે
એમ કરીને આવ્યા વનરે
જતા આગળ દીઠો પામ્યો મરણુરે

ત્યાંથી સિંહ પડયો દીઠો ધરણુરે
ત્યાંથી રીંછના પગલા દીઠારે
તે તો ગિરિની ગુફામા પેઠારે
મુષ્ટિ પાતે લડે બેઉ બળીયારે,
સત્તાવીસ દીવસ એમ પળીઆરે
એવામા એક દિવસ એવુ બનશેરે
જાંબુવતીને પ્રભુજી પરણુશેરે
રીંછ કન્યા પ્રભુજીને પરણીરે
પેહેરામણીમા આપ્યો સીમંત મણીરે

---

(૧૭૭)

## જાંબુવતી વિવાહ

રમતા સિંહ મળ્યો એક વાટેરે,
અશ્વ સહિત હણ્યો મણિ માટેરે
મણી સિંહ લઇ ત્યાંથી ચાલ્યોરે
તેને જાંબુવાને આવી ઝાલ્યોરે
રીંછ રાજે હણ્યો સિંહ ઠામેરે
મણી લઇ ગયો નીજ ધામેરે
કન્યા જાંબુવતી હતી ઘરમારે
આપ્યો મણિ તેના કરમારે
એકડા રહી એણે ઠામરે

કહ્યુ નિપજ્યુ જે એને ધામરે
ઘેર આવ્યો નહીં જ્યારે ભ્રાતરે
સત્રાજીતે ઉચાડી વાતરે
મરાવ્યો કૃષ્ણે માહારો ભાઇરે
મણી લીધો એવા એ અન્યાઇરે
એવુ કલંક ચોટયું હરીને જુઠું રે
સહુકો વાત કરે ફરી ફરીનેરે
કૃષ્ણ કહે સાભળો સહુ જનરે
નિશ્ચે કરી ચાલો સહુ વનરે
સરવે ચાલ્યા જોતા તુરી ચર્ણરે
આગળ દીઠા પામ્યા બેહુ મર્ણરે
ડખ દીસે વ્યાઘ્રના અંગરે
દાખ્યા કૃષ્ણે હતા જે કો સંગરે
ત્યાથી ચાલ્યા વ્યાઘ્ર પદ પૃષ્ટરે,
વ્યાઘ્ર પ્રાણ રહીત પડયો દૃષ્ટેરે
ત્યા રીંછના પગલા દીઠારે
તે તો ગિરીની ગુફામા પેઠારે
ત્યાથી ચમકયા સરવે ભય પામીરે
પેઠા કંદરામા અતર જામીરે
જાંબુવતીને દીધુ દરસનરે
મણી લેતા કીધુ રૂદનરે

એટલે જાંબુવાન આવ્યો ધાઈરે
    યુધ્ધ કીધું સંગે જદુરાઈરે
મુષ્ટિ પ્રહારે વઢયા બેહુ બળિયારે
    સત્તાવિસ દિવસ વીતી વળિયારે
જાંબુવાન થયો ગતી ભંગરે
    હરિને પ્રહારે ચૂરણ થયુ અંગરે
સાંભળ્યુ વચન કહ્યુ રઘુનાથરે
    કૃષ્ણ થઇ વઢીશું તુજ સાથરે
તે સાંભળી લજ્જા મન પામ્યુ રે
    કીધુ સ્તવન ચરણ શીર નામ્યુ રે
ગ્લાની પામ્યો ઘણો થયો અન્યાયરે
    માટે પરણાવી પોતાની કન્યારે
જાંબુવતિ કર હરિ કર થાપ્યોરે
    સસરે મણી પહેરામણીમાં આપ્યોરે
સજોડે આવ્યા શ્યામ સદનરે
    જોઇ હરખ પામ્યા સહુ જનરે
સત્રાજીત સભામાં તેડી લીધોરે
    જોતા સર્વે મણિ કર દીધોરે
વીતી વાત તે સર્વે જાણીરે
    સભામાથી ઉઠયો લજ્જા પામીરે
પસ્તાતો આવ્યો પોતાને ઘેરરે
    કીધુ સમર્થ સાથે વેરરે

(૧૭૮)

## રાધા વિવાહ

એક સમે વૃજ કન્યકા, મારારાજ હો જીરે
શ્રી રાધાજી છે માહે કે હુ બલીહારીરે મારારાજ
રમતા આવે વૃંદાવનમા, મારારાજ હો જીરે
આવ્યો શ્રી રાધાજીને હાથ કે હુ૦
માગે ગોવિંદ ગોપીના કહે મારારાજ હો જીરે
પામો જો રમો હમ સાથ કે હુ૦
બોલી લલીતા લાલ શુ મારારાજ હો જીરે
રચીએ વેહેવાના ખેલ કે હુ૦
કન્યા રંગીલી રાધીકા મારારાજ હો જીરે
વર થઇ કરો તમો કેલ કે હુ૦
સુણતા મોહન મન માન્યુ મારારાજ હો જીરે
સરવે થયા રસ રૂપ કે હુ૦
સમજી સખા સરકી ગયા મારારાજ હો જીરે
સખીઓએ માંડી ધામધુમ કે હુ૦
મનોહર મંડપ બાંધીયો મારારાજ હો જીરે
રચ્યો વેહેવાઇનો ધામ કે હુ૦
કોઈ કીરત વ્રષ ભાન થઈ મારારાજ હો જીરે
કોઈ જસોદા નંદ નામ કે હુ૦
ગણેશ ગોત્રને બેસાડીઆ મારારાજ હો જીરે

કરી સહુ લગ્નની રીત કે હુ૦
કેટલીક તો તરૂણી જાદરણી મારારાજ હો જીરે
ગીતો ગાએ ધરી પ્રીત કે હુ૦
પીઠી ચોળી વર કન્યા મારારાજ હો જીરે
બેહુને સજાવ્યા શણુગાર કે હુ૦
દેવ કલુવો દારા કરે મારારાજ હો જીરે
સાસુએ પોકયા મોરાર કે હુ૦
વરવહુ પધરાવ્યા માહેરા માહે મારારાજ હો જીરે
ચોરી રચી નવ રગ કે હુ૦
બ્રાહ્મણ થઈ ભણે કુલી મારારાજ હો જીરે
આનદ બહુ સહુ અગ કે હુ૦
શુભ લગ્ન ઘડી મુહુર્ત સમે મારારાજ હો જીરે
થયો જુગ હસ્ત મેળાપ કે હુ૦
મગળ ફેરા દપત ફર્યા મારારાજ હો જીરે
મીટયા સરવે પરીતાપ કે હુ૦
રાધીકા કૃષ્ણ આરોગીઆ મારારાજ હો જીરે
કોડે કરી કસાર કે હુ૦
રીતે ભાતે કીધો ચાદલો મારારાજ હો જીરે
વામા વધાવાને ચાર કે હુ૦
લાડી વળાવવા સાસરે મારારાજ હો જીરે
કીધી રતી રસ કેલી કે હુ૦

આનંદ સાગર ઉછળ્યો મારારાજ હો જીરે
વળી છે માહા રંગ રેલ કે હું૦
હળીમળી પૂછે સાહેલીઓ મારારાજ હો જીરે
કેહેની ગમ્યો વર એહ કે હું૦
શામા સુણી નીચું જોઈ હસ્યા મારારાજ હો જીરે
પ્રગટ કહે શું ઉપનો નેહ કે હું૦
કુળની રીતે છોડયા દોરડા મારારાજ હો જીરે
ગાય વાકા રસ ગીત કે હું૦
ક્ષણ ક્ષણ હેત હઈએ વધે મારારાજ હો જીરે
ચોરે પરસ્પર ચીત કે હું૦
એમ સદા વૃંદાવનમા મારારાજ હો જીરે
ખેલે જુગલ સ્વરૂપ કે હું૦
એ છે પ્રાણજીવન દયાદાસના મારારાજ હો જીરે
આનંદ મંગળ રૂપ કે હું૦

---

(૧૭૯)

તોરણે ધવલડો હંસ તો કોણે હંસ ઉરાડીયોરે
આશા વરણી જીગ્નાવરના માડી તો તેણે હંસ ઉરાડીયા
કહોને હંસલા કીયો તમારો દેશ તો કહીં તમારી સ્થાપનાઃ
કાશી હમારો દેશ તો વણારશી અમારી સ્થાપનારે
કહોને હંસલા કેમ જઈએ પરદેશ તો કેમ જળ ડોવીયેરે

પાખડી જઇ પરદેશ તો જ્યા ઘડીએ જળ ડાવીયેરે
હસલા કોટે તુળસીની માળા તો વિશ્વનાથદેવનુ હારીયરે
કોણે મારા ટોડા ઢાળીયા કોણે લખ્યા હસ ને મોર
મારા ટોડા રળીયામણા કોણે મારા ઝાપલીયા સમાર્યારે
કોણે કીધી લોહ જડતી વાડ માગ ઝાપલીયા રળીયામણા
કોરીરે કરવી રૂકિમણી બાઇને હાથ તો વહુવર વેહેત્રા માલશેરે
પાપડની કોઠીએ દાટા દેશ તો ઢમટા મેલીશ મોકળારે
ચોખાની કોઠીએ દાટા દેશ તો વાટલીયા મેલીશ મોકળારે

---

(૧૮૦)

## વહુ વરના હાથ મળે ત્યારે ગાવાનું ગીત

ઢાલા ઢમકયારે વર વહુના હાથ મળ્યા
વાજા વાગ્યારે વર વહુના હાથ મળ્યા
હૈડા હરખ્યારે વર વહુના હાથ ળ્યા
ત્રેમે નીગ્ખ્યારે વર વહુના હાથ મળ્યા
જેમ નદીને નદીનો નાથ મળ્યા
એમ વર ને કન્યાના હાથ મળ્યા
જેમ દુધમા સાકર જાય મળી
એમ વરને કન્યાની જોડ મળી
જેમ ફુલમા હોય સુવાસ વળી
એમ વરને કન્યાની જોડ મળી

જેમ શોભે લેહેરો સાગરમા
    એમ વર ને કન્યા માયરામા
જેમ સારસ શોભે સજોડે કરી
    તેમ વર ને કન્યાની જોડ ઠરી
જેમ ઇંદ્ર ઈંદ્રાણીની જોડ ધરી
    તેમ વર ને કન્યાની જોડ ઠરી

---

(૧૮૧)

છૈયા તે તો છબીલીને છેતરી, તુ તો પરણ્યો કન્યાને કપટ કરી
તારા સારા નસીબે તને મળી, કન્યા પામ્યો તું કાચની પુતળી
મોટા કુળની કન્યા તને મળી, તે તો લીધી કન્યાને કળે કરી
ખુશામત કરી ખોળા પાથર્યા, તારા બાપે માગી તારે કારણે
તું તો આગણે આગણે આથડયો, તને કન્યા દેનારો કોઇ ન જડયો
તારૂ ભાગ્યોગ આજ ઉઘડયુ, કન્યારૂપી રતન તને જડયું
સારા કુળમા તને મળ્યું સાસરૂ, પડયુ આજ નસીબ તારૂ પાધરૂં
પુરા પુન્યનો જથો જામીઓ, તેથી લાખેણી લાડી તું પામીઓ

---

(૧૮૨)

કાચી તે ઇંટે ચુલા ચણ્યા, દુધડે મેલ્યાં અધરણ
    તબોળીડા રંગે રાતો
દરાખ ચારોળીની રાધી ખીચડી, લવેંગનો કીધો વઘાર—તબો૦

માતા દેવકીજી જમાડે, પ્રેમે જમોની ભગવાન–તબો૦
કાચીને ઇંટે ચુલા ચણ્યા, પાણીએ મેલ્યા અધરણ—તબો૦
દાળ ચોખાની ખીચડી, લસણનો કીધો વઘાર—તબો૦
વેવણ જમાડે લાડકડીને, હોસે જમીરે લાડકડીરે—તબો૦
કઇ બેન તે વરના વખાણ કરે, એનો વર છે તબોળી—તબો૦
બીડા વાળતા નહિ આવડે, કાથા ચુનાનો વાળ્યો ડાટ–તબો૦
ફલાણી તે વરના વખાણ કરે, એનો વર છે કુંભાર—તબો૦
હાલ્લા તે ઘડતા નહીં આવડે ચાકનો વાળ્યો છે ડાટ—તબો૦

ઉપર મુજબ ફેરવીને ગાવુ

---

(૧૮૩)

## માંડવા મુહુરત વખત ગાવાનું ગીત

આજે મારો માડવો ભરીએલો ગાજે
ભરીએલો ગાજે ને નોબત વાગેરે
આજે મારે માડવે કોણ કોણ આવેરે
આજે મારે માડવે શ્રી કૃષ્ણ આવેરે
શ્રી કૃષ્ણ સરખા રૂક્ષમણી આવેરે
રૂક્ષમણી સરખા પ્રદ્યુમન આવેરે
આજે મારો માંડવો ભરીએલો ગાજેરે
ભરીએલો ગાજે ને નોબત વાગેરે
આજે મારે માડવે ગણપતિ આવેરે

ગણુપતી સરખા સીદ્ધી બુદ્ધી .ર

આજે મારો માડવો ભરીએલો ગાજેરે

ભરીએલો ગાજે ને નોબત વાગેરે

આજે મારે માડવે ફલાણા ભાઈ આવેરે

ફલાણાભાઇ સરખા ફલાણી વહુ આવેરે

ફલાણી વહુ સરખા તે કીકાભાઇ આવેરે

આજે મારો માડવો ભરીએલો ગાજેરે,

ભરીએલો ગાજે ને નોબત વાગેરે

---

(૧૮૪)

## વહુ વર ઘેર આવે ત્યારે ગાવાનું ગીત

વહુ આવી વહુ ભલેરે આવી, વહુ આવી વહુ તોરણે આવી,
મારૂ ને તારૂ કરતીરે આવી, વહુ આવી, વહુના હાથમા ઝારી,
ઓણુ આવી પોર પુત્રની માડી, વહુ આવી વહુના છાપરે નળીઆ
સવીતાવહુ વસાવસે જુદારે પૂળીઆ, વહુ આવી વહુના હાથમા લોટા
ઓણુ આવી પોર જણસેરે બેટા, વહુ આવી વહુ મોટેરે કુલે
થોડા વખતમા રાધશે જુદે ચુલે, ભૈયાને ભભેરત્તી આવી,
છૈયાને છ છેડતી આવી

સમાપ્ત